# 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને

## "હવેનું પુસ્તક વી. પી. થી મોકલાશે"

૧–"વિવિધ ગ્રંથમાળા" નું સંવત ૧૯૯૯ નું છેલ્લું પુસ્તક ભાદરવા વદિ માં પ્રકટ થશે; અને તે આસો માસમાં વી. પી. થી મોકલીને નવા વરસ સંવત ૨૦૦૦ નું લવાજમ રૂ. ૫ા મંગાવી લેવાશે. એટલે જેમને નીચલામાંનું કે એવું કાંઈ લખવું હોય, તેમને ૧૯૯૯ ના ભાદરવા વદિ ૦)) પહેલાં લખી મોકલવા વિનંતિ છે.

(ક)–જેમને ગ્રાહકમાંથી નીકળી જવું હોય;

(ખ)–જેમને સરનામામાં ફેરફાર કરાવવો હોય;

(ગ)–જેમને પુસ્તકો રજિસ્ટરથી મેળવવા માટે વાર્ષિક મૂલ્યના રૂ. ૫ા ઉપરાંત રૂ. ૦ાા પણ ભરવો હોય.

૨–આમ પ્રથમથી સૂચના અપાયા છતાં, એ વિશે જે સવેળા નહિ લખે અને વી. પી. પાછું વાળશે, તે એ છેલ્લા પુસ્તક ઉપરનો હક ગુમાવશે.

૩–જે ગ્રાહકો વાર્ષિક મૂલ્ય સંવત ૧૯૯૯ ના ભાદરવા વદિ ૦)) સુધીમાં પોતાના ગ્રાહક નંબર સાથે મનીઓર્ડરથી અથવા બીજી રીતે અમદાવાદ કે મુંબઈના કાર્યાલયમાં ભરીને પાવતી મેળવશે, તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે.

૪–જેમણે નવા વર્ષથી ગ્રાહકમાં રહેવાની સવેળા ના લખી હશે, તેમજ જે લાયબ્રેરીઓ વગેરે વડોદરાના "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ" દ્વારા પૈસા ભરે છે તેમને તથા હિંદ-બહાર જ્યાં જ્યાં વી. પી. જઈ શકતાં નથી, ત્યાં ત્યાં ઉપલું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે; તો તે તે સજ્જનોને નવા વરસનું લવાજમ પુસ્તક મળે કે તરત મોકલી આપવા વિનંતિ છે. લવાજમ મળ્યેથી નવા વર્ષનાં પુસ્તક મોકલવાં જારી થશે.

૫–આફ્રિકા તેમજ બીજા પરદેશના ગ્રાહકોને દરેક પુસ્તક, ત્રણ આનાના વધુ ખર્ચે રજિસ્ટર કરાવીને મોકલાતાં હોવાથી તથા ત્યાં માટેનું ટપાલખર્ચ પણ વધારે આવતું હોવાથી તે સજ્જનોએ વાર્ષિક લવાજમના રૂ. ૮) અથવા અહીં શિલિંગ દીઠ દશથી સાડા દશ આના મળતા હોવાથી શિલિંગ ૧૨ મોકલવા.

તા. ૩–૯–૪૩ — વ્યવસ્થાપક

# પ્રકાશકનું નિવેદન

ગુજરાતી લેખકોના હમણાં ન મળી શકે એવા સારા ગ્રંથો ફરી છપાવી બહાર પાડવાનો આ સંસ્થાનો ઇરાદો છે. આવા ગ્રંથોની માહિતી અને એક પ્રત (જે પાછી આપવામાં આવશે.) કોઈ સદ્‌ગૃહસ્થ જો અમને મોકલી આપશે તો મહેરબાની થશે. નવા સાહિત્યનું ઉત્પાદન થવું જોઈએ પણ જૂનું નાશ ન થઈ જાય તેની પણ સંભાળ રખાવી જોઈએ.

સ્વ૦ વાડીલાલ મોતીલાલ શાહ એ ગુજરાતના સુપ્રસિદ્ધ મૌલિક લેખક હતા. તેમના બીજા ગ્રંથો સંસ્થા હવે પછી બહાર પાડવાની છે. તેમના લખાણમાં સહૃદયપણું અને ચમત્કાર દરેક ઠેકાણે જણાઇ આવે છે. તેમના બંધુઓ શ્રી. શકરાભાઇ અને ચંદુલાલ મહૂંમના સદ્‌વિચારનો ઝરો વહેતો રખાવવાનો શુભ આગ્રહ ધરાવે છે અને આ સંસ્થાને તે વિષેની બધી સગવડ કરી આપવાનું તેમણે કબૂલ કર્યું છે, તેને માટે ટ્રસ્ટીઓ તરફથી હું તેમને ધન્યવાદ આપું છું. વા. મો. શાહનું 'સંસારમાં સુખ ક્યાં છે?' નું અતિ ઉત્તમ પુસ્તક આ સંસ્થા તરફથી વર્ષો પૂર્વે પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.

કળા અને વિજ્ઞાનની નવી શોધોથી મનુષ્યનું બહારનું જીવન ફરી ગયેલું દેખાય છે, પણ મનુષ્યનો સ્વભાવ બદલાતો નથી. એટલે હિંદુસ્તાનના ઋષિમુનિઓએ આપેલો ઉપદેશ, સંતોની વાણી, ભક્તોનાં ભજનો વગેરે આજે જેવાં ને તેવાં માર્ગદર્શી અને ઉત્સાહપ્રેરક રહ્યાં છે. ભારતની જૂની સંસ્કૃતિમાં પોતાના અનુભવ અને અવલોકનો મેળવીને સ્વર્ગવાસી વાડીલાલભાઇએ 'સુખ એ શું છે, ક્યાં છે અને કેવી રીતે મળે' એ માણસમાત્રના હૃદયમાં ઊભી થતી આકાંક્ષાનો સચોટ જવાબ આપ્યો છે. ગુજરાતના એ મહાન ચિંતક-

નું સુંદર અને રસમય હૃદયમંથન આનંદમય આત્મતત્ત્વની ઝાંખી કરાવનાર આ ગ્રંથમાં પુનઃસજ્જન કરીને ગુજરાતની પ્રજા પાસે મૂકતાં અમને ઘણો આનંદ થાય છે.

આ પુસ્તક 'વિવિધ ગ્રંથમાળા'ના ચાલુ વર્ષના ચોથા પુસ્તકરૂપે અને સળંગ ગ્રંથાંક ૩૬૯ તરીકે પ્રસિદ્ધ થાય છે.

શુદ્ધિપત્ર પાન ૮ ઉપર અપાયું છે, તે તરફ વાચક બંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

મુંબઈ,
તા. ૩૧-૫-૪૩

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટ વતી
મનુ સુબેદાર
પ્રમુખ

# લેખકની પ્રસ્તાવના

(આગલી આવૃત્તિમાંથી)

દુનિયા એટલી બધી દુઃખી જણાય છે કે, એને સુખનો રસ્તો બતાવવાનું વચન આપીને પછી પ્રસ્તાવનાનું પુરાણ ગાવામાં વખત વિતાડવો એ કદાપિ 'દાઝ્યા ઉપર ડામ' દીધા જેવું વર્તન ગણાય. એવા ડરથી હું પ્રસ્તાવનાનું પિંજણ કરવા જ ઇચ્છતો નથી.

જે છે તે આ છે; દુઃખ અને સુખ ઓળખાવનાર ચશ્મા કહો કે સુખના ગુપ્ત ભોંયરાની ચાવી કહો, જીવતાં જીવત ભોગવાતા નરકમાંથી ખેંચી કાઢનાર 'ખિલાડી' કહો, કે 'હું તો દુઃખી થવા જ નિર્માયેલો છું' એવા વહેમમાં ભરાઇ બેઠેલા કથીરને સ્પર્શ માત્રથી 'હું પોતે જ આનંદરૂપ છું' એવો સાક્ષાત્કાર કરાવનાર—સુવર્ણ બનાવી દેનાર જડીબુટ્ટી કહો—જે કહો તે એવું કાંઇક 'તત્ત્વ છે—એવું કાંઇક સત્ છે અને તે તત્ત્વને—સત્‌ને ઝાંખા રૂપમાં પણ જો હું અહીં ઓળખાવી શકું તો આહા! હું કેવો ભાગ્યશાળી! × × ×

વા૦ મો૦ શાહ

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો



## ભાગ ૨ જો

છેલ્લાં ૩૨ વર્ષથી શિષ્ટ સાહિત્ય પૂરું પાડી રહેલી

# વિવિધ ગ્રંથમાળા

(ભિક્ષુ-અખંડાનંદે શરૂ કરેલી)

વાર્ષિક લવાજમ રૂા. ૫)] ॐ [ટપાલખર્ચ માફ

**વરસે દિવસે ૫"×૭॥"ના કદમાં ૧૫૦૦ થી ૨૦૦૦ પૃષ્ઠનું વાચન ત્રણથી ચાર પુસ્તકો દ્વારા ઘેરબેઠાં મળે છે.**

## સંવત ૧૯૮૮નાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

| | પૃષ્ઠ | કિં. રૂા. |
|---|---|---|
| શિવાજી છત્રપતિ | ૭૬૦ | રા |
| દત્ત-પરશુરામ | ૩૪૦ | ૨) |
| કચ્છની લોકવાતો ડુંગરશી ધરમશીકૃત | ૩૩૦ | ૨) |
| સંસારમાં સુખ ક્યાં છે | ૧૫૨ | ૧) |

## બીજાં નીચેનામાંથી પસંદ થશે

ઉપનિષદો
શુદ્ધ કાર્તિકી પંચાંગ
પ્રખ્યાત સાક્ષરશ્રી જ્યોતીન્દ્ર દવેની વાતોનો સંગ્રહ
કાવ્યસંગ્રહ

## આ માળાના નિયમો

(૧) વરસે દિવસે કદ ૫"×૭॥" નાં ૧૫૦૦ થી ૨૦૦૦ પૃષ્ઠનું વાચન ત્રણથી ચાર પુસ્તકોદ્વારા અપાય છે. તેમાંનાં નીકળ્યાં હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાય છે અને બાકીનાં નીકળે તેમ મોકલી અપાય છે. (૨) વાર્ષિક લવાજમ રૂપિયા ૫) અને ચાલુ વર્ષનું ટપાલખર્ચ માફ હોય છે. આફ્રિકા ઇત્યાદિ દેશાવર માટે વાર્ષિક લવાજમ રૂપિયા ૮) અથવા શિલિંગ ૧૨) છે. (૩) પ્રત્યેક વર્ષ કારતકથી આસો સુધીનું ગણાય છે. વચ્ચે ગમે ત્યારે ગ્રાહક થવા છતાં કારતકથી પુસ્તકો અપાય છે. (૪) પુસ્તકો સામાન્ય રીતે બોર્ડપટ્ટીનાં પૂઠાંમાં બાંધીને અપાય છે. પરંતુ કોઈવાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે વધારાનું પુસ્તક સાદાં પૂંઠાં વાળું જ બંધાશે. (૫) પ્રત્યેક વર્ષનું

છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું લવાજમ મંગાવી લેવામાં આવે છે. પણ બનતા સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાઈ, જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ મોકલતાં સાદી રીતે (બુકપોસ્ટથી) મોકલાશે. (૬) જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. મળેથી તે પાછું વાળશે, તેઓ તે છેલ્લા પુસ્તક ઉપરનો પોતાનો સર્વ હક ગુમાવશે; પરંતુ જેમનું વી. પી. ભૂલથી કે એવા કોઈ કારણથી પાછું વળ્યું હશે, તેઓ પોતાનું વાર્ષિક લવાજમ મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે; તથા વી. પી. પાછું વળવાથી ટપાલ આદિ ખર્ચ રદ ગયું હોય તે મોકલીને પાછું વળેલું પુસ્તક પણ તેઓ મેળવી શકે છે. (૭) "વિવિધ ગ્રંથમાળા"નાં પુસ્તકો પૂરતી ચોકસાઈ કરીને ટપાલમાં નંખાય છે; છતાં તે ગ્રાહકને મળે નહિ, તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. ટપાલખાતા પર અરજી કરવા છતાં, જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો ટપાલખાતા સાથેનો પત્રવહેવાર જોવા મોકલી આપશે, તો બનતો વિચાર થશે. (૮) ગેરવલ્લે જાય નહિ એ રીતે માળાનું દરેક પુસ્તક રજિસ્ટર્ડ પોસ્ટથી મેળવવું હોય તો તેમણે તે માટે વધારાના ખર્ચ બદલ બાર આના વધુ મોકલવા. (૯) વાર્ષિક લવાજમ રૂબરૂમાં ભરનારને તે જ વખતે છાપેલી પાવતી અપાય છે, તથા વી. પી. દ્વારા લવાજમ ભરનારે વી. પી. ઉપર જે સરનામું, ટપાલની છાપ વગેરે હોય છે, તેને જ પાવતી તરીકે જાળવી રાખવાનું છે. (૧૦) મુંબઈના કાર્યાલયમાં વાર્ષિક મૂલ્ય ભરનારે તે ભર્યા પછીનો સર્વ સંબંધ અમદાવાદના કાર્યાલય સાથે સમજવાનો છે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૩ | દારડિયો | દારૂડિયો |
| ૨ | ૧૦ | દારુના | દારૂના |
| ૩ | ૧૪ | આપ્રય | અપ્રિય |
| ૧૪ | ૧૦ | 'બહાં- | બહા- |
| ૧૫ | ૫ | આવકારદાયક | આવકારલાયક |
| ૩૪ | ૧૪ | ચૂકયું', છે | ચૂકયું છે, |
| ૩૫ | ૨૫ | ના | ના. |
| ૪૨ | ૨૦ | ડોકટરો | ડૅાકટરો |
| ૪૩ | ૨૫ | ગ્રહ | ગૃહ |
| ૪૫ | ૨૬ | ,શ્રદ્ધા' | 'શ્રદ્ધા' |
| ૬૨ | ૨૨ | અક | એક |
| ૭૩ | ૧૩ | મજબૂત- | મજબૂતી- |
| ૭૩ | ૧૪. | તીથી | થી |
| ૧૧૫ | ૯ | કર્યો, છે | કર્યો છે, |

# સંસારમાં સુખ ક્યાં છે?

## ભાગ ૧ લો

### ૧ : દુઃખ

આધિ, વ્યાધિ અને ઉપાધિ (અથવા એક જ શબ્દમાં કહીએ તો 'દુઃખ') એ જિંદગીનો પડછાયો છે. જ્યાં જિંદગી છે ત્યાં તે હોય જ. એવું એક પણ હૃદય નહિ હોય કે જેને દુઃખનો ડંશ નહિ થયો હોય; એવું એક પણ મગજ નહિ હોય કે જેણે ચિંતાના કાળા પાણીમાં ગોથાં ખાધાં નહિ હોય; એવી એક પણ આંખ નહિ હોય કે જેણે ખળખળતાં આંસુ ઢાળ્યાં નહિ હોય. એવું એક પણ ઘર નહિ હોય કે જ્યાં આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપી શસ્ત્રોથી પોતાનું કામ કરતો મૃત્યુદેવ પ્રવેશ પામ્યો નહિ હોય. દરેક પ્રાણી થોડા કે ઘણો એ દુઃખની બેડીમાં સપડાયેલો જ છે; માણસ માત્રને માથે દુઃખો ઝઝૂમી રહેલાં હોય જ છે.

એ ઝઝૂમી રહેલાં સંકટોમાંથી તદ્દન બચવા ખાતર કે એની અસર ઓછી કરવા ખાતર પુરુષો અને સ્ત્રીઓ અસંખ્ય

યુક્તિઓ યોજવા લાગી જાય છે અને આંધળાની પેઠે એ યુક્તિઓ પાછળ દોડે છે. તેઓ ધારે છે કે, એ રસ્તો તેમને એવા સુખમાં દોરી જશે જે કદી નાશ પામશે નહિ. દારૂડિયો અને ગણિકા જે શારીરિક મજામાં રમ્યા કરે છે, તેઓ પણ સુખને માટે જ તે કૃત્યો કરે છે. પૈસા કે કીર્તિ માટે મરી પડતો માણસ, જે દરેક ચીજ કરતાં એ ચીજને વધારે કીમતી ગણે છે, તે પણ સુખને જ માટે તેમ કરે છે. ધાર્મિક ક્રિયામાં દિલાસો શોધનાર મનુષ્ય પણ સુખને જ માટે તે ક્રિયા કરે છે.

એ સર્વ મનુષ્યોને જે સુખ તેઓ શોધતા હતા તે સુખ આવતું જણાય છે. જેમ દારૂના ઘેનથી માણસ દુઃખ ભૂલી પોતાને બાદશાહી સુખમાં પડેલો માને છે, તેમ તેમનો આત્મા ઘડીભર, મધુર આનંદમાં રમતો હોય એમ દેખાય છે. પણ અફસોસ! વ્યાધિ આખરે આવી પહોંચે છે; અગર કોઈ મહાન ચિંતા, લાલચ કે સંકટ ગઢ વિનાના તેના આંતમા ઉપર એકાએક તૂટી પડે છે અને એનું માની લીધેલું સુખનું 'ચીર' છેદનભેદન થઈ 'ગાભો' બને છે.

એવી જ રીતે શારીરિક આનંદ ઉપર દુઃખની ભારે તલવાર લટકી રહી છે અને તે કોઈ પળે જ્ઞાનના રક્ષણ વગરના આંતમા ઉપર પડીને તેને ચીરી નાખે છે.

બાળક મરદ થવા ઝંખે છે અને મરદ બાલ્યાવસ્થાનાં સુખો જતાં રહ્યાં તે માટે નિસાસા નાખે છે. ગરીબ માણસો નિર્ધનતાની બેડીથી હાથ છોલાતા હોવાથી રડે છે અને શ્રીમંત રખેને ગરીબ થઈ જઈશ એ ડરથી દુઃખી થાય છે; અગર 'સુખ'ના ભ્રમણારૂપ પડછાયાની શોધમાં આખી પૃથ્વી ઢૂંઢે છે. કેટલીકવાર આત્માને એમ લાગે છે કે, અમુક ધર્મ પાળવાથી કે અમુક ફિલસૂફીને ભેટવાથી કે અમુક વિચાર સૂઝવાથી

તેને નિર્ભય સુખ અને શાન્તિ મળી ચૂકયાં; પણ બીજી જ પળે કોઈ મહાન લાલચ આવી પડે છે. તે એમ સમજાવે છે કે એ ધર્મ લાલચો સામે ટક્કર ઝીલવાની હિંમત આપવા માટે પૂરતો નથી; બીજી જ પળે તે ફિલસૂફી સરખટના ટેકા જેવી જણાય છે; અને ત્રીજી જ પળે તે અમુક વિચાર, જેમાં તે વર્ષો સુધી આનંદમાં રચ્યો હોય છે, તે વિચારની સાંકળના અંકોડા તેના પગ આગળ છૂટા પડી જાય છે, તેથી એ વિચાર તેને કોડી કિંમતનો લાગે છે.

શું ત્યારે દુઃખ અને ચિંતાથી બચવાનો કોઈ રસ્તો નથી જ? શું એવાં કાંઈ સાધનો છે જ નહિ, કે તેથી દુઃખના પાટા તૂટી જાય? શું સ્થાયી સુખ, નિર્ભય આબાદી અને કાયમની શાન્તિ એ સર્વ માત્ર મૂર્ખ સ્વપ્ન જ છે? ના, એમ નથી. રસ્તો છે. દુઃખને હંમેશને માટે કાપી નાખવાનો રસ્તો છે; દરદ, નિર્ધનતા અથવા અપ્રિય બનાવો એવી રીતે દૂર કરી શકાય કે જેથી તે ફરીથી આવી શકે જ નહિ, એવો ઉપાય છે; કાયમી આબાદી પ્રાપ્ત થાય એવી શૈલી છે; અખંડિત અને અંત વગરની સુખશાન્તિ મળે એવી યુક્તિ છે; અને જે રસ્તો આ સુખ આગળ આપણને દોરી જાય છે તે રસ્તાની શરૂઆત ખરી રીતે દુઃખનો ક્રમ સમજવાની શક્તિ આગળ છે.

દુઃખ છે જ નહિ એમ કહેવું અગર દુઃખ સામે આંખો બંધ કરવી એ પૂરતું નથી; દુઃખને સમજવું જોઈએ. દુઃખ દૂર કરવા પરમાત્માને પ્રાર્થના કરવી તે પૂરતું નથી. તે દુઃખ શાથી આવ્યું અને તે તમને શો પાઠ શીખવે છે એ તમારે શોધી કાઢવું જોઈએ. હાથને બેડીથી બંધાયેલા જોઈને ગુસ્સો કરવો, દાંતિયાં કરવાં અને બૂમો પાડવી એ કશા કામનું નથી. શાથી અને કેવી રીતે બેડીઓ પડી, તે જાણવા તમારે દરકાર કરવી

જોઈએ. એટલા માટે, હે ભાઈ! તું તારી પોતાની પરીક્ષા કરતાં અને તને પોતાને ઓળખતાં શીખ. પ્રયોગશાળારૂપી આ સંસારમાં આડા બાળક જેવા ન થતાં શીખવાની દરકારવાળા બનવું જોઈએ. શું શીખવાની દરકાર? જે જે બનાવો બને છે તે તે બનાવો તને આસ્તે આસ્તે અનુભવ આપી ઉચ્ચ દશાએ લાવવા માટે છે અને આખરે સંપૂર્ણતાએ પહોંચાડવા માટે છે એમ સમજી, તે તે બનાવો તને શો પાઠ શીખવે છે તે વિચારવાની–જાણવાની દરકાર કર. કારણ કે **દુઃખને બરાબર સમજવામાં આવે છે ત્યારે તે એક હદવગરની શક્તિ કે તન્ત્ર છે એમ જણાશે નહિ, પણ માણસના અનુભવનું ક્ષણિક રૂપ જણાશે.** એટલે કે અનુભવ પામવા માટે આપણું અમુક રૂપાંતર થઈ જાય છે અને તે રૂપાંતર વળી અમુક કાળ પછી બદલાઈ જાય છે. જેઓ શીખવાની ઇચ્છાવાળા હોય છે, તેમને તો એ ક્ષણિક રૂપ શિક્ષકરૂપ થઈ પડે છે. **દુઃખ એ કાંઈ તમારી બહારનો દૃશ્ય પદાર્થ નથી; એ તો તમારા પોતાના અંતઃકરણમાંનો અનુભવ છે.** ધીમે ધીમે તથા દૃઢપણે તમારું અંતઃકરણ તપાસવાની અને સુધારવાની ટેવ રાખશો એટલે તમે દુઃખના મૂળ અને દુઃખના સ્વભાવને પિછાની શકશો. એમ થશે એટલે પછી જે દુઃખનું મૂળ અને સ્વભાવ તમે જાણી શકયા હશો, તે દુઃખની દવા પણ તમે જાણી શકશો.

સઘળાં દુઃખો સાધ્ય છે; મતલબ કે દરેક દુઃખ માટે ઉપાયો છે. આથી કોઈ દુઃખ સ્થાયી નથી. દુઃખનું મૂળ અજ્ઞાનતામાં છે. **જુદા જુદા પદાર્થોનો સ્વભાવ અને તેમનો અરસ્પરસનો સંબંધ–એ બેના જાણપણાની ખામીને લીધે જ દુઃખ ઉત્પન્ન થાય છે.** અને જ્યાં સુધી એ જાણપણાની ખામી કાયમ રહે છે ત્યાં સુધી દુઃખ પણ કાયમ રહે છે. વિશ્વ-

માં દુઃખમાત્ર અજ્ઞાનને પરિણામે છે. આપણે જો એ દુઃખોમાંથી મળતો પાઠ શીખવા રાજી હોઈએ, તો એ દુઃખો આપણને વધારે ડહાપણ આપે એમ છે અને પછી પોતે અદૃશ્ય થઈ જાય છે. માણસ દુઃખમાં સડ્યા જ કરે છે તેનું કારણ એ છે કે, દુઃખ જે પાઠ શીખવવા આવે છે તે પાઠ શીખવા માણસ દરકાર જ કરતો નથી.

'દુઃખ' એ અંધકાર છે અને 'સુખ' એ પ્રકાશ છે. આ મુકાબલો તદ્દન સાચો છે. કારણ કે, પ્રકાશ હમેશાં વિશ્વ ઉપર છાકમછોળ છે; જ્યારે અંધકાર તો માત્ર એક નાના પદાર્થથી નખાયેલો પડછાયો છે. પ્રકાશ હદવગરનો છે, અંધકાર હદવાળો છે; અથવા અંધકાર તો હદવગરના પ્રકાશમાં ક્ષુદ્ર ચીજનો પડછાયો છે. એ જ પ્રમાણે 'પરમ સુખ' એ એક એવું તત્ત્વ છે કે જે વિશ્વમાં રેલમછેલ છે અને '**દુઃખ' તો એ હદવગરના સુખ ઉપર અહંપદથી નખાયેલો ક્ષુદ્ર પડછાયો છે.** જ્યારે આપણે રાત પડી એમ કહીએ છીએ, ત્યારે જો કે ગમે તેટલું ઘોર અંધારું હોય છે તો પણ તે અંધકારનો વિસ્તાર કેટલો ? આ આપણા 'ગ્રહ'નો માત્ર અડધો ભાગ જ તે અંધકારથી ઘેરાય છે. જ્યારે બીજો અડધો ભાગ અને એ ઉપરાંત આપણી પૃથ્વી જેવા સંખ્યાબંધ બીજા ગ્રહો પ્રકાશથી ઝળહળી રહ્યા હોય છે. વળી આપણી પૃથ્વીનો જે અડધો ભાગ અંધકારમાં હોય છે, તે પણ થોડા કલાક પછી પ્રકાશમય થશે, એમ દરેક પ્રાણીને વિશ્વાસ હોય છે.

આ ઉપરથી, હે મનુષ્ય ! જ્યારે દિલગીરી, દરદ, સંકટ કે કોઈ પણ જાતનું દુઃખનું વાદળું તારા શિર ઉપર આવી ચડે અને તું થાકેલાં પગલાંથી ગોથાં ખાતો ખાતો ચાલે ત્યારે સમજજે **કે આનંદ અને સુખનો અસીમ પ્રકાશ અને તારો પંડ**

એ બે વચ્ચે રાહુરૂપે તારી 'સ્વાર્થી ઇચ્છાઓ' અથવા મનોકામનાઓ આડી આવે છે. મતલબ કે, સુખનો અસીમ પ્રવાહ તારા ઉપર સીધો અને આપોઆપ પડે છે, પણ તેની વચ્ચે તારી વાસનાઓ-સ્વાર્થી ઇચ્છાઓ રાહુરૂપે આવીને અમુક મુદત સુધી તારા ઉપર પોતાનો પડછાયો પાડે છે. એને તું 'દુઃખ' એ નામથી ઓળખે છે. જેમ પડછાયો પાડનાર પદાર્થ દૂર થઈ શકે છે, તેમ દુઃખરૂપી પડછાયો પાડનાર વાસનાઓ પણ દૂર થઈ શકે છે. એમ થાય છે તો તારા આત્મા ઉપર આપોઆપ આનંદ અને સુખનો પ્રકાશ સ્વાભાવિક રીતે જ પડ્યા કરે છે. જે અંધકારમય પડછાયો તારા ઉપર પડે છે, તે પડછાયો પાડનાર પણ તું પોતે જ છે. તારા સિવાય બીજું કોઈ જ નથી. અને પડછાયો એ કોઈ વસ્તુ નથી, તેને કોઈ સ્થળ નથી, કોઈ જગાએથી તે આવતો નથી અને કોઈ જગાએ જતો નથી. તે માત્ર મૂળ ચીજના દેખાવા સાથે દેખા દે છે અને એ મૂળ ચીજના અદૃશ્ય થવા સાથે રુખસદ લે છે. તેમજ તારાં 'દુઃખો' જે તારી 'સ્વાર્થી ઇચ્છાઓ'માંથી પડછાયારૂપે નીકળે છે તે, તે ઇચ્છાઓ અદૃશ્ય થયે આપોઆપ દૂર થાય છે.

પણ અહીં એક સવાલ થાય છે કે, દુઃખના પડછાયામાં જવું જ શા માટે જોઈએ? એનું કારણ માત્ર એક જ છે અને તે 'અજ્ઞાન' છે. અજ્ઞાનને લીધે બાળક દેવતાને હાથમાં લેવા દોડે છે અગર સાપને પકડવા હાથ લાંબો કરે છે. પણ જ્યારે દેવતાથી તેનો હાથ બળે છે અગર સાપ તેના હાથ ઉપર દંશ મારે છે ત્યારે ફરીથી તે એવું કૃત્ય કરવા આગળ પડતો નથી. તે જ પ્રમાણે માણસ અજ્ઞાનને લીધે દુઃખ ઉપજાવનાર કૃત્ય તરફ ગતિમાન થાય છે; કેટલીક વારે તે કૃત્યનું કડવું ફળ તે ચાખે છે; એ ફળ તે અમુક કૃત્યનું છે એમ કેટલાકો શિખા-

મણ મેળવે છે; અને કેટલાક તો એવો સાર ખેંચી શકતા જ નથી. જેઓ કૃત્ય અને ફળનો સંબંધ સમજી શક્યા છે, તેઓ તો કડવું ફળ ભોગવવા છતાં ખિન્ન થતા નથી, એટલે દુઃખી પણ થતા નથી. જેઓ કૃત્ય અને તેનું ફળ એ બેનો સંબંધ સમજી શકતા નથી, તેઓ ફરી ફરીને એવાં કૃત્યો કર્યે જ જાય છે અને દુઃખો ભોગવ્યા જ કરે છે. સંસાર દુઃખી જ છે, એમ માનનારા આવા લોકો જ છે. તેઓ એકજ દરવાજાવાળા ગઢની આસપાસ ફરનારા આંધળા પુરુષ જેવા છે. બાર ગાઉના ઘેરાવાવાળા ગઢને હાથ દઈને ચાલનારા અંધને દરવાજે આવવાનો વખત થાય ત્યારે જ ખૂજલી આવે, એટલે દરવાજો પસાર થાય અને ફરી બાર ગાઉ ફરવું પડે! તેમ, કરેલાં કૃત્યોનું ફળ જે દુઃખ દ્વારા મળે તે દુઃખ ભોગવતી વખતે–ખુદ તે કડવા પ્રસંગે પણ જેને સૂઝ ન પડે કે આ દુઃખ તે અમુક કૃત્યનું પરિણામ છે–અમુક ચીજનો આ પડછાયો છે; તે માણસ ફરીફરીથી દુઃખી થાય એમાં શી નવાઈ?

એક આડો નિશાળિયો નિશાળના પાઠ કરે નહિ અને પછી માર ખાધા જ કરે, તેમ આપણે કુદરતની આ અનુભવશાળામાં આપણાથી થતા પ્રયોગો અને તેનાં પરિણામો સમજવા દરકાર ન કરીએ તો પછી માર ખાધા જ કરીએ અને આપણે હંમેશ અંધકારમાં તથા પડછાયામાં, દુઃખમાં તથા દારિદ્રયમાં સડ્યા કરીએ એમાં શું આશ્ચર્ય છે? માટે જે પુરુષ પોતાને ઘેરીને બેઠેલા દુઃખને ખંખેરી નાખવા ઇંતેજાર હોય, તેણે સઘળા પ્રયોગો જે કાંઈ શીખવે તે શીખવા તૈયાર રહેવું જોઈએ. વળી શિક્ષણ આપનારા પ્રયોગોની વિધિમાં જે કાંઈ અપ્રિય કે કઠણ જણાય તેની દરકાર નહિ કરતાં, તેણે તે જે અનુભવ આપે તે મેળવવા તરફ વધારે કાળજી રાખવી જોઈએ. આ સિવાય, ડહાપણ, સુખ

કે આનંદની એક રતી પણ મળી શકે નહિ.

એક માણસ અંધારા ભોંયરામાં જઈને ભરાય અને કહે કે 'પ્રકાશ' નામની ચીજ હયાતી જ ધરાવતી નથી, તો તેથી શું 'પ્રકાશ' નથી એમ સાબિત થશે? ભોંયરા બહાર ચોતરફ પ્રકાશ છે; અંધકાર માત્ર તેના બે તસુના ભોંયરામાં છે. એ જ પ્રમાણે, તમે કાં તો 'પ્રકાશ' છે જ નહિ એમ કહીને 'સત્યના પ્રકાશ'થી દૂર અંધકાર અને દુઃખના ભોંયરામાં ભરાઓ, અર્થાત્ વહેમ, સ્વાર્થ અને ભૂલથી બનેલા ભોંયરામાં ગોંધાઈ રહી તમારા દુઃખ ઉપરથી કુદરત દુઃખથી જ ભરેલી છે એમ કહો; અગર વહેમ, સ્વાર્થ અને ભૂલનાં ભોંયરાને તોડી સર્વવ્યાપ્ત અને તેજસ્વી પ્રકાશમાં રમ્યા કરો. બેમાંથી ગમે તે પસંદ કરો, પસંદગી તમારા હાથમાં છે.

પ્રકરણને અંતે સંક્ષેપમાં આખા પ્રકરણનો સાર કહીએ તો તે આ પ્રમાણે છેઃ—દુઃખ એ માત્ર ક્ષણિક પડછાયો છે અને તે આપણામાંથી જ ઊભો થાય છે. કોઈ દુઃખો અકસ્માત તરીકે, કોપ તરીકે કે કોઈની સતામણી તરીકે આવતાં નથી, પણ કુદરતના અમુક અમુક કાયદા મુજબ જ આવ્યા કરે છે અને તેના કારણભૂત આપણે પોતે જ છીએ. વળી તે દુઃખોને લાયક જ આપણે છીએ અને આપણને તેની જરૂર છે, માટે જ તે આવે છે; તેમજ તે દુઃખો સહન કરવાથી અને પછી તેમનું તત્ત્વ સમજવાથી આપણે વધારે મજબૂત; વધારે ડાહ્યા અને વધારે ઉત્તમ બનીએ છીએ. જે માણસના મગજમાં આ માન્યતા બરાબર ઠસશે અને જેનાં કૃત્યોમાં તે દેખા દેશે, તે દુઃખનું સુખમાં રૂપાંતર કરશે અને નસીબને પોતાના હાથમાં રમાડશે.

## ૨ : બનાવોને આપણી કલ્પનાએ પહેરાવેલાં કપડાં એનું જ નામ સુખ–દુઃખ !

બનાવ પોતે જ દુઃખદ નથી; આપણે તેને પોશાક પહેરાવીને દુઃખદ બનાવીએ છીએ. આ સિદ્ધાંતના ટેકામાં એક દાખલો લઈએ. ધારો કે બે સગા ભાઈઓએ એક શાહુકારને ત્યાં નાણાં મૂક્યાં છે અને તે શાહુકાર ભાગે છે–દેવાળું કાઢે છે. મોટો ભાઈ આ ખબર સાંભળી નિરાશા, દિલગીરી અને કંટાળામાં ગુમ થઈ જાય છે. જ્યારે નાનો ભાઈ પેલા શાહુકારના દેવાળાની ખબર સાંભળતાં જ બોલી ઊઠે છે કે, 'વારુ, પૈસો ગયો. ગયો તો ગયો, પણ હવે ઉદાસીનતા કાંઈ તેને પાછો નહિ લાવી આપે; ઉદ્યમ અને ખંત કદાપિ લાવી શકશે.' એણે બેવડા ઉત્સાહથી કામ કરવા માંડયું અને કેટલેક વખતે અસલ સ્થિતિ કરતાં વધારે સુખી સ્થિતિ પ્રાપ્ત કરી. એ વખતે પેલો મોટો ભાઈ તો દુઃખોને રોતો–દારિદ્ર્યમાં જ સબડ્યા કરતો હતો. તે 'નસીબ'-નો દોષ કાઢતો જ રહ્યો અને દેવાળાના માઠા બનાવને ગાળો ભાંડતો જ રહ્યો ! જે માઠા બનાવથી નાનો ભાઈ વધારે સુખી બની શક્યો, તે જ માઠા બનાવનું રમકડું મોટો ભાઈ બન્યો !

ખરેખર, એ બનાવમાં સુખ કે દુઃખ આપવાની શક્તિ નહોતી; પણ એના ઉપર સુખદ કે દુઃખદ કપડું પહેરાવનાર પોતાની માન્યતા જ તેમના સુખ-દુઃખના કારણરૂપે હતી. જો ખરેખર બનાવમાં જ સુખ કે દુઃખ આપવાની શક્તિ હોય તો દેવાળાનો બનાવ બંને ભાઈઓના સંબંધમાં એકસરખો સામાન્ય જ હતો; તેથી બંનેને સુખ કે બંનેને દુઃખ થવું જોઈતું હતું. પણ એક જ બનાવ જુદાજુદા જીવોને જુદાં જુદાં પરિણામ આપનારો નીવડે છે, એટલા જ ઉપરથી સિદ્ધ થાય છે કે, બનાવોમાં સારા-નરસાપણું નથી; પણ જેમના ઉપર બનાવો બને છે તેમની કલ્પના-શક્તિમાં જ તે છે. તે તરંગી માણસ મનમાંને મનમાં જ બનેલા બનાવને દિલપસંદ પોશાક પહેરાવે છે અને પછી તેને સુખ કે દુઃખ એવું નામ આપે છે.

અમુક માણસે મારી વિરુદ્ધ અમુક આચરણ કર્યું. મને લાગ્યું કે તેથી મારી આબરૂને હીનપદ લાગશે, હું પાયમાલ થઈશ, રિબાઈશ, દુઃખી થઈશ. એ વિચારે-એ માન્યતાએ મને રાત્રીદિવસ દુઃખમાં દાબી મૂક્યો અને મારું શરીર તપાવી દીધું. અને એ માન્યતા પ્રમાણે જ બનવા માંડતું હોય એમ મેં જોયું! પરંતુ એટલામાં સુભાગ્યે એક સવારમાં પ્રાર્થના વખતે 'મહા-વીરનો હું અંશ છું' એમ સ્ફુરણ થતાં એમ જ સૂઝી આવ્યું કે, 'મને મારા સિવાય દુઃખી કરનાર છે જ કોણ? બનાવોની શી તાકાત છે કે તે મને-મહાવીરના અંશને સતાવે? ત્યારથી 'શત્રુ મને પાયમાલ કરશે' એ ખ્યાલ મારા મગજમાંથી ચાલ્યો ગયો અને ધીમે ધીમે મને જણાવા લાગ્યું કે શત્રુ તરીકે વર્ત-નારના પ્રયાસો ધૂળ ઉપર લીંપણ સરખા નીવડે છે!

એવી દૃઢતાનું પરિણામ એ આવ્યું કે, મારા વિષયો ઉપર દાબ બેસાડવાનું હું શીખવા લાગ્યો, મનને કાબૂમાં રાખતાં

શીખવા લાગ્યો અને આત્માની નિરર્થક અને નુકસાનકારક ચીજો ખસેડી તેની જગાએ હવે આનંદ અને શાન્તિ, પ્રેમ અને દયા, સૌંદર્ય અને અમરતા, ગાંભીર્ય અને સમતા ભરવાનું શરૂ કરવા લાગ્યો.

જેમ બનાવોના સંબંધમાં તેમજ પદાર્થોના સંબંધમાં સમજવું. એક જ પદાર્થ એક માણસને કંટાળા ભરેલો અને બીજાને આનંદદાયક લાગે છે. તે ઉપરથી સમજાશે કે, પદાર્થ પોતે કંટાળા ભરેલો કે આનંદદાયક નથી; પણ પદાર્થને જોનારાઓ તેને કંટાળાનાં ચીંથરાં કે આનંદના વાઘા પહેરાવે છે, તેથી જ તે તેવો ભાસે છે. જે ફૂલને આપણે પગ તળે ચગદીએ છીએ તે એક કવિને સુંદરતાની મૂર્તિ જણાય છે. દરિયો જોતાં એક જણ કહે છે કે, 'સેંકડો વહાણો ભાગે છે અને હજારો માણસો ડૂબે છે તે આ જગા!' ત્યારે બીજો એક કહે છે કે, 'અખંડ વાદન કરતું આ વાજિંત્ર છે! મનને મહત્તા અને ગંભીરતા શીખવનારો આ મહાન શાન્ત ગુરુ છે! રત્નોનો નિધિ છે અને અસંખ્ય ચમત્કારોની આ પોથી છે!'

જ્યાં એક સામાન્ય માણસ દુઃખ અને ગોટાળો જ જુએ છે, ત્યાં તત્ત્વજ્ઞાની માત્ર કારણ અને કાર્યનો સંપૂર્ણ સંબંધ ભાળે છે.

જેમ આપણે બનાવો અને પદાર્થોને આપણા પોતીકા વિચારોનાં કપડાં પહેરાવીએ છીએ તેમજ બીજા માણસોના આત્માને પણ આપણા પોતીકા વિચારોથી આચ્છાદિત કરીએ છીએ એવું ઘણીવાર બને છે. દરેક માણસને કપટી, દરેકને લુચ્ચા, દરેકને કજિયાખોર, દરેકને સ્વાર્થી અને દરેકને વ્યભિચારી કહેનારો માણસ કદાચ પોતે જ એવો હોય છે અને પોતાના એવા ગુણો હોવાથી એ વિચારો બીજા ઉપર આરોપે છે. ચોની પાસે જેવાં કપડાં હોય તેવાં જ તે બીજાને પહેરાવી શકે; તે બીજાં ક્યાંથી

લાવી શકે? વ્યભિચારી હંમેશ પોતાની સ્ત્રી માટે શંકા રાખે છે; ખૂની હંમેશ પોતાના ઉપર ખૂની તલવાર ઝઝૂમી રહેલી ભાળે છે અને હંમેશ દગાનાં જ સ્વપ્ન જુએ છે!

એથી ઊલટું, પ્રેમી-પુરુષો સર્વત્ર પ્રેમ જ ભાળે છે; ધર્મિષ્ઠ સજ્જનો સર્વને ધર્મિષ્ઠ સમજે છે; પ્રમાણિક પુરુષો કોઈનો અણવિશ્વાસ રાખતા નથી. જેમના હૃદયમાં પરમ તત્ત્વ ઝગહળી રહ્યું હોય છે તેઓ સર્વત્ર તે પરમતત્ત્વને જુએ છે.

કુદરતનો કાયદો અથવા 'કારણ–કાર્યના સંબંધનો કાયદો' એવો છે કે, માણસ જે કાંઈ બહાર મોકલે છે તેવું જ અંદર ખેંચે છે. તેથી માણસ પોતાના જેવા જ ગુણોવાળા માણસોના સંસર્ગમાં આવે છે. અંગ્રેજોમાં એક કહેવત છે કે, 'એકસરખાં પીંછાંવાળાં પક્ષીઓ સાથે જ ફરે છે.' આ કહેવત તદ્દન સાચી છે, કારણ કે જડ પદાર્થો તેમ જ વિચારો પોતાની જ જાતના પદાર્થો અને વિચારોને વળગે છે.

હે મનુષ્ય! તારી દુનિયા એ તારી પ્રતિછાયા છે, માટે જો તું દયા માગતો હોય તો દયાળુ થા; સત્ય જોવા ઇચ્છતો હોય તો સાચો થા; જે ગુણ બહાર જોવા ઇચ્છતો હોય તે ગુણ તારામાં ઉત્પન્ન કર. મૃત્યુ પછી સુખી દુનિયામાં દાખલ થવાની ઇચ્છા હોય તો સમજ કે અહીં–આ ભવમાં પણ એ સુખી દુનિયા છે–નથી તેમ નથી. એ સુખી દુનિયામાં તું હમણાં જ દાખલ થઈ શકે તેમ છે, એ માન્યતા તું ખરા જિગરથી માન; કાંઈ પણ શંકા વગર સંપૂર્ણ શ્રદ્ધાથી માન કે તારી દુનિયા સુખી બનાવવી એ તારા હાથમાં જ છે. એવો વિચાર કર, એ વિચાર ઉપર મનન કર, ધ્યાન ધર અને પછી તારો આત્મા એ પ્રમાણમાં વધુ ને વધુ શુદ્ધ થતો જશે અને તું બાહ્ય પદાર્થો તથા બનાવોનું પાંગળાપણું તથા આત્માનું અદ્ભુત સામર્થ્ય જાણતો જશે.

## ૩ : અપ્રિય સંજોગોમાંથી બહાર કેમ નીકળાય?

આપણે જોઈ ગયા કે, દુઃખ એ બીજું કાંઈ નહિ પણ આપણા અહંપદનો ક્ષણિક પડછાયો છે અને એ પણ જોઈ ગયા કે આ દુનિયા એ એવું દર્પણ છે કે જેમાં દરેક માણસ પોતાની પ્રતિછાયા જ ભાળે છે. હવે આપણે આગળ ચાલીએ અને 'કારણ અને અસરનો કાયદો' જોઈએ. જે કાંઈ બને છે તેને કાંઈ કારણ હોવું જ જોઈએ અને દરેક કારણની અસર–પરિણામ પણ હોવું જ જોઈએ. કારણ અને અસરના કાયદાથી બહાર કાંઈ છે જ નહિ. નજીવામાં નજીવો વિચાર, કૃત્ય કે શબ્દ તેમ જ આકાશી બનાવો–એ સર્વમાં આ કાયદો પ્રવર્તી રહ્યો છે. માટે જિંદગીનો દરેક બનાવ, કારણ અને અસરના અનુક્રમે બને છે. 'જેવું વાવો તેવું લણો' એવી સુપ્રસિદ્ધ કહેવત આ કાયદાને વધુ ટેકો આપે છે. અગ્નિમાં હાથ નાખનારે દાઝવું જ જોઈએ; તેમાં કોઈ આડું આવી શકશે જ નહિ. તેમ જ તિરસ્કાર, ક્રોધ, દ્વેષ, લોભ, કામ એ સર્વ અગ્નિ છે અને એમાં હાથ ઘાલનારે દાઝવું જ જોઈએ.

મનની ઉપર કહેલી સ્થિતિઓને પણ 'વ્યાધિઓ' કહેવાય છે; કારણ કે આત્મા જ્યારે કુદરતના કાયદાનું અપમાન કરવા

પ્રયત્ન કરે છે, ત્યારે પરિણામરૂપે એ 'વ્યાધિઓ' ઉત્પન્ન થાય છે. એથી અંતરમાં સર્વત્ર અવ્યવસ્થા થઈ રહે છે અને એને લીધે બહાર પણ દરદ, નિરાશા વગેરે ઉત્પન્ન થાય છે. (એથી ઊલટું પ્રેમ, નમ્રતા અને પવિત્રતા ઠંડી લહરીઓ છે, તેમનો જેઓ ખપ કરે છે તેમના ઉપર એ લહરીઓ શાંતિનો શ્વાસ મોકલે છે. પછી ત્યાં તંદુરસ્તી અને સુલેહશાંતિ, વિજય અને સદ્ભાગ્ય આવી મળે છે.)

કુદરતનો આ કાયદો સમજવો અને તેને માન આપવું એનું જ નામ 'સમતા.' સમતા એટલે ચાલુ સ્થિતિથી સંતોષ પામી તે સુધારવાની દરકાર જ ન કરવી એમ નથી; પણ 'બહારના બનાવો અંદર જેવો ભાવ હોય તેવા જ બને છે, માટે અનુકૂળ બનાવોની ઇચ્છાવાળાએ અંદરના ભાવ એને બંધબેસતા જ બનાવવા, એવા કુદરતી કાયદાને સમજવો અને તે પ્રમાણે વર્તવું એનું નામ જ સમતા.

શક્તિ તેમજ નિર્બળતા એ બન્નેનું કારણ અંદર જ છે. વિજય અને પરાજય એ બન્નેનું રહસ્ય પણ અંદર જ છે. અંદરના પડદા છૂટ્યા સિવાય બહાર આબાદી નથી અને કદી જ્ઞાનમાં આગળ વધ્યા સિવાય શાન્તિ થતી નથી.

તમે કહો છો કે તમને સંજોગોએ બાંધી લીધા છે, તમે વધારે સારા પ્રસંગો માટે બૂમ પાડો છો, વધારે સારી તંદુરસ્તી માટે માગણી કરો છો અને કદાચ નસીબદેવીએ આવા સંજોગોમાં તમને મૂક્યા એમ કહી તેને શાપ દો છો, તો તમારે માટે જ આ લખું છું. તમારે માટે જ ખાસ આ શબ્દો છે. સાંભળો, તમે એ શબ્દો તમારા અંતઃકરણમાં સોનેરી હરફથી કોતરો:—

**'તમે તમારી ઇચ્છા મુજબ બાહ્ય સ્થિતિ સુધારવા સમર્થ છો—માત્ર એટલી જ શરતે કે તમારી આંતરિક**

જિંદગી સુધારવા તમારે દઢ ઠરાવ કરવો.'

આ રસ્તો પ્રથમ દૃષ્ટિએ તમને ઉજ્જડ જણાશે, એમ હું જાણું છું. પણ તેનો ઉપાય નથી. ભમણા અને ભૂલ એ બે જ પહેલી દૃષ્ટિએ મનોહર લાગે છે; બાકી સત્ય તો પહેલી દૃષ્ટિએ આવકારદાયક નથી જ દેખાતું. તેમ છતાં જેઓ તેના ખપી (ખપવાળા) થાય છે, જેઓ હિંમત ધરીને તેનો હુકમ ઉઠાવે છે, તેઓ સુખી જ થાય છે. કવિઓ સત્યના પૂતળાની આસપાસ કાંટાની વાડ કલ્પે છે, કે જેને લીધે તેની પાસે જવા કોઈ ઇચ્છે જ નહિ. પણ જેઓ હિંમત ધરીને તે કાંટા ઉપર પગ દે છે તેમને તે વાગતા નથી; તે માત્ર ચિતરામણના કાંટા હોય છે.

તમે જો ખંતપૂર્વક તમારા મનને શિક્ષણ આપો, માનસિક નબળાઈઓ ખેંચી કાઢો અને આત્માની અગાધ શક્તિઓ છે એમ ખાતરી રાખી એ શક્તિઓને જરા ખીલવા દો, તો તમારી બાહ્ય જિંદગી કેવી સુખી થાય છે તે જોઈ લો. ધીમે ધીમે સોનેરી તકો તમને મળી આવશે અને એ તકોને વિચારપૂર્વક વાપરશો તો આંતરશક્તિ વધતી જવા ઉપરાંત સાચા મિત્રો વણનોતર્યા આવી મળશે. જેમ લોખંડને નહિ બોલાવવા છતાં લોહચુંબક પાસે તે ખેંચાઈને જાય છે, તેમ તમને સઘળી બાહ્ય મદદો વગરમાગી આવી મળશે.

ધારો કે નિર્ધનતાની બેડીમાં તમે સપડાયા છો, તમે સગાંસંબંધીઓ વગરના એકલા પડ્યા છો અને તમે ખરા જિગરથી ઇચ્છો છો કે તમારો બોજો ઓછો થાય; પણ તે બોજો ચાલ્યા જ કરે છે અને વધતા જતા અંધારામાં તમે અટવાતા જતા હો એમ તમને લાગે છે. આથી તમે બડબડો છો. તમે તમારા નસીબનો ખેદ કરો છો. તમે તમારા જન્મ, માબાપ કે શેઠને શિર દોષ મૂકો છો અને કહો છો કે, તેમનાં પાપે તમારે દુઃખી

થવું પડે છે! પણ સબૂર, તમારો બડબડાટ અને આક્રંદ નિરર્થક છે; તેમાંનું એક પણ કારણ તમને દુઃખ આપનારું નથી. કારણ છે તે તમારામાં જ છે અને 'જ્યાં કારણ છે ત્યાં જ ઈલાજ છે.'

તમે 'ફરિયાદી' બન્યા તે જ કહે છે કે, તમે આ દશાને પાત્ર છો. સઘળા પ્રયાસ અને સઘળી આબાદીમાં પાયારૂપે ગણાતી એવી 'આસ્થા' તમારામાં નથી, તેથી તે દશાને તમે પાત્ર છો. કાનૂન અનુસાર ચાલતા આ વિશ્વમાં ફરિયાદને માટે જગા જ રહેતી નથી.

. કંટાળો ખાવો–ચીડિયાં કરવાં એ તો આત્મહત્યા કરવા બરાબર છે. તમારા મનનું વલણ જ એવું છે કે, તમારી આસપાસની સાંકળોને તમે વધારે મજબૂત બનાવતા જાઓ છો. જીવન સંબંધી વિચાર કરવાની તમારી રીત બદલો; એટલે તમારું બાહ્ય જીવન પણ બદલાશે. શ્રદ્ધા અને જ્ઞાનમાં મજબૂત થાઓ; એટલે વધારે સારા સંજોગો તથા વધારે સારી તકો માટે તમે પોતાને લાયક બનાવશો.

પહેલાં તો, જે કાંઈ તમારી પાસે છે તેનો સારામાં સારો ઉપયોગ કરતાં શીખો.

એક ક્ષણભર પણ એવી ખોટી કલ્પનામાં ન ફસાશો કે, નાના નાના લાભોને ઓળંગી જઈને એકદમ મોટા લાભ તમે મેળવી શકશો. જો કદાપિ એવી રીતે કૂદકા મારીને કોઈ મોટો લાભ પ્રાપ્ત કરશો તો તે થોડા જ વખતમાં નાશ પામશે અને જે પાઠ તમે છોડી દીધો હતો તે પાઠ શીખવા તમારે પાછા પડવું જોઈશે. નિશાળમાં ભણતા છોકરાએ બીજા વર્ગમાં ચડવા પહેલાં પહેલો વર્ગ 'પાસ' કરવો પડે છે, તે જ પ્રમાણે જે મોટા લાભને તમે ઘણો જ ઈચ્છો છો, તે લાભ તમને મળી શકે તે પહેલાં જે કાંઈ તમારી પાસે જ છે, તેનો તમારે સારામાં સારો

ઉપયોગ કરી બતાવવો જોઈએ છે. આપણી પાસે જે થોડામાં થોડું પણ હોય તેનો જો આપણે ખોટો ઉપયોગ કરીએ અથવા તેની દરકાર ન કરીએ તો તે પરથી એટલા થોડાને માટે પણ આપણે લાયક નથી એમ ફલિત થાય અને તે થોડું પણ આપણા હાથમાંથી ચાલ્યું જાય.

ધારો કે તમે એક નાના ઝૂંપડામાં રહો છો અને તમારી આસપાસ પડોશ એવો છે, કે જે તંદુરસ્તીને તથા નીતિને પણ નુકસાન કરે. તમે જરા મોટી અને વધારે તંદુરસ્ત જગા ઇચ્છો છો, તો તમારે એવી જગાને માટે લાયક થવા માટે પ્રથમ તો જૂની જગાને જ જેમ બને તેમ સ્વચ્છ બનાવવી. તમારાં ટૂંક સાધનો વડે તે ઝૂંપડી જેટલી સ્વચ્છ અને આકર્ષક બનાવી શકાય તેટલી બનાવો. તમારો સાદો ખોરાક બનતી કાળજીપૂર્વક પકવો અને ભાણું જેમ બને તેમ આનંદદાયક બનાવો. જો એક સાદડીથી ઓરડો શણગારવાની તમારી શક્તિ ન હોય તો હસમુખાપણા અને સત્કારરૂપી સાદડી વડે તે ઓરડાને શણગારો. તે સાદડીને માયાળુ શબ્દોરૂપી ખીલાથી જમીન સાથે બરાબર જડો. તેને જડવામાં ધીરજરૂપી હથોડીનો ઉપયોગ કરજો. આવી સાદડી કદી ઘસાશે જ નહિ !

આ પ્રમાણે તમારા હાલના રહેઠાણને ભવ્ય બનાવવાથી, તમે તે રહેઠાણથી વધારે સારા રહેઠાણ માટે લાયક બનશો અને પરિપક્વ વખત આવતાં વધારે સારા રહેઠાણમાં આવી શકશો, જે રહેઠાણ તમારી રાહ જોઈ રહ્યું છે; વિલંબ માત્ર તમે તેને લાયક બની જાઓ એટલો જ છે.

ધારો કે, તમે મનન અને પ્રયાસ માટે વધુ વખતની ઇચ્છા કરો છો. ત્યારે પહેલાં તો, તમને જે થોડો પણ ફાજલ વખત મળે છે તેનો સારામાં સારો ઉપયોગ કરો. હાથમાંનો વખત

ગુમાવવો અને પછી વધારે વખત માટે બૂમ પાડવી તે નકામું છે, 'વખત નથી–વખત નથી.' એમ બૂમ પાડવાથી કાંઈ પચીસ મો કલાક થવાનો નથી; ઊલટો એક કલાક બૂમ પાડવામાં ચાલ્યો જશે અને એમ બૂમ પાડવાથી મગજની શાન્તિને ધક્કો લાગશે. એટલે જે કામ ચાર કલાકમાં કરતા હતા તે તમે છ જ કલાકે કરશો; આમ બીજા બે કલાકનું નુકસાન થશે. માટે એમ નહિ કરતાં, તમારું ટાઇમટેબલ તપાસો અને ગામગપાટા, નકામા તરંગો કે નિર્માલ્ય કામોમાં જે વખત ગુમાવતા હો તે બંધ કરો. તમારી પાસે જે વખત સિલક છે તેનો સારામાં સારો ઉપયોગ કરતાં ન શીખો અને વધારે વખતની બૂમ પાડો તે શા કામનું ?

ગરીબાઈ અને વખતની ન્યૂનતા–એને તમે દુઃખ ગણતા હો તો તે દુઃખ નથી; અને જો તેમનાથી તમને કાંઈ આડખીલી થતી હોય તો તેનું કારણ એ છે કે, તેને તમે તમારી નબળાઇઓનો પોશાક પહેરાવ્યો છે. ગરીબાઈ અને ફુરસદની ન્યૂનતામાં તમે જે દુઃખ જુઓ છો તે તેમાં નથી પણ તમારામાં–તમો પોતામાં છે. આ વાત સંપૂર્ણપણે સમજવા કોશિશ કરજો કે, **તમારા મનને જેવો આકાર આપશો તેવું તમારું ભવિષ્ય બંધાશે અને એ હિસાબે તમે જ તમારા નસીબના કડિયા છો.** આ બરાબર સમજતા થશો અને એ પ્રમાણે આત્મસુધારણાનું કામ કરશો તો તમારાં દુઃખનાં કારણો જ સુખ આપનાર થઈ પડશે. કારણ કે, એમ થશે ત્યારે તમે ગરીબાઈનો ઉપયોગ સહનશીલતા, હિંમત અને શ્રદ્ધાના સદ્ગુણો ખેડતાં શીખવામાં કરશો; અને ફુરસદના અભાવ નામના દુઃખનો ઉપયોગ ત્વરાથી કામ કરતાં શીખવામાં–તાકીદે નિશ્ચય બાંધતાં શીખવામાં તથા જુદે જુદે વખતે જુદાંજુદાં કામોમાંથી થોડીક મિનિટો બચાવી લેવાનું

શીખવામાં કરશો. જેમ કેટલીક ખડકની જગામાં સુંદરમાં **સુંદર પુષ્પો ઊગે છે, તેમ ગરીબાઈની કાળી જમીનમાં પણ ઉત્તમોત્તમ મનુષ્યરૂપી પુષ્પો ઊગે છે અને ખીલે છે.** જ્યાં મુસીબતો સામે ટક્કર ઝીલવાની હોય છે અને નહિ ઇચ્છવા યોગ્ય સંજોગો પર જય મેળવવાનો હોય છે, ત્યાં સદ્‌ગુણ સૌથી વધારે આબાદ સ્થિતિમાં હોય છે અને પોતાનું પાણી દેખાડે છે.

કહાય એમ બને કે તમે કોઈ જુલમી—અબૂઝ માણસની નોકરીમાં છો અને તમને લાગે છે કે તમારા પર જુલમ થાય છે. તોપણ નક્કી માનજો કે આ જુલમ પણ તમને શિક્ષણ મળે એટલા માટે આવશ્યક છે. તમારા શેઠની નિર્દયતાના બદલામાં ક્ષમા અને નમ્રતા બતાવો, ધૈર્ય અને આત્મનિગ્રહનાં હથિયાર અહોનિશ સજેલાં રાખો અને તે ખરાબ સંજોગોનો લાભ લઈ તેમાંથી માનસિક અને આત્મિક બળ કેળવો. આમ કરવાથી તમે તમારા શેઠને માટે શિક્ષકની ગરજ સારશો, તેને પોતાની ચાલચલગત માટે શરમાતાં શીખવશો અને તે સાથે વળી આત્મિક ગુણ તમે પ્રાપ્ત કરી શકશો. એ ગુણ તમારે માટે વધારે અનુકૂળ સંજોગો ખુલ્લા કરશે અને તેવા સંજોગો માટે તમને લાયક બનાવશે.

'હાય રે, આ ગુલામીમાંથી ક્યારે મુક્ત થાઉં !' એમ બડબડશો નહિ; પણ ઉમદા વર્તણૂક વડે ગુલામીની સપાટીથી ઊંચે નજર કરો. બીજાના ગુલામ બનવું પડ્યું છે એમ ફરિયાદ કરતાં પહેલાં એટલી તો જરૂર ખાતરી કરજો કે તમે તમારા પોતાના તો ગુલામ નથી ? એટલી તો જરૂર ખાતરી કરજો કે તમે વિકારમય આત્માની ગુલામીમાં તો નથી ? અંદર જુઓ, એટલે તમને જણાશે કે તમે તમારા પોતા પર જ દયાહીન છો. તમારા જ ગુલામી જેવા વિચારો—ગુલામ જેવી ઇચ્છાઓ અને ગુલામ

જેવી ટેવો અને વર્તણૂક છે. આ બધા પર વિજય મેળવો દુરાત્માના ગુલામ થતાં અટકો. એટલે પછી કોઈ માણસની તાકાત નથી કે તમને ગુલામ બનાવે. તમે આત્માને જીતશો એટલે આડા સંજોગોને પણ જીતશો અને દરેક મુશ્કેલી અદશ્ય થશે.

શ્રીમંતો તમારા પર જુલમ કરે છે, એવી પણ બૂમ ન પાડશો. શું તમે ખાતરીપૂર્વક કહી શકશો કે જો તમે પોતે જ શ્રીમંત થયા હોત તો જુલમ ન કરત? બેરાબર યાદ રાખજો કે કદી ન બદલાય એવો કુદરતનો કાયદો એવો છે કે, '*જે* **આજે જુલમ ગુજારે છે તે કાલે જુલમ સહશે.**' અને એ કાયદાની ચુંગાલમાંથી બચવાનો કોઈ રસ્તો જ નથી.

'कडाण कम्माण न मोक्ख अथ्थी.'

માટે હિંમત અને શ્રદ્ધામાં મજબૂત બનો. શાશ્વત ન્યાય અને શાશ્વત સુખની ભાવના રાખો.

હું-તું-તે એવા રૂપવિષયક અથવા કાયિક અને નાશવંત વિચારોને છોડી આત્મિક અને અમર વિચારોમાં ચડો. 'મને કોઈ ઈજા કરે છે કે સતાવે છે' એવી ભ્રમણા જ ફેંકી દો અને તમારી આંતરિક જિંદગી બારીકાઈથી સમજીને તથા તે જિંદગીના કાનૂન સમજીને તે પરથી આત્મસાક્ષીએ શીખો કે, તમને ખરેખર નુકસાન તો તમારી પોતાની અંદર જે હોય તેથી જ થઈ શકે છે, બીજા કશાથી નહિ.

પોતાની જાતની દયા ન ખાતા; મતલબ કે બીજાનો દોષ કાઢી પોતાના આત્માનો બચાવ ન કરતા; કારણ કે તેથી જેમ એક પિતા કજિયાળા પુત્રનો પક્ષ કરી બીજા સાથે લડવાથી પોતાના પુત્રનું હિત બગાડે છે, તેમ તમે તમારા આત્માનું હિત બગાડો છો.

બીજાનો દોષ કાઢવો છોડો; તમારો પોતાનો જ દોષ કાઢો.

તમારા જે કૃત્યમાં તદ્દન ડાઘ વગરની પવિત્રતા ન હોય એ કૃત્યનું જરા પણ ઉપરાણું ન લેશો. આમ કરવાથી તમે અક્ષય ખડક ઉપર મકાન બાંધશો અને એ મકાનમાં દરેક સુખ અને સગવડ તેના પરિપકવ વખતે આપોઆપ આવી પહોંચશે.

ગરીબાઈ અથવા અપ્રિય સંજોગોમાંથી કાયમને માટે મુક્ત થવાનો આ એક સિવાય બીજો ઈલાજ છે જ નહિ—તે ઈલાજ અંદરના 'હું'પણાવાળા વિચારો દૂર કરવામાં જ સમાયેલો છે; કારણ કે એવા વિચારોનો પડછાયો કે પ્રતિબિંબ એનું નામ જ દુઃખ અથવા અપ્રિય સંજોગો છે. ખરી લક્ષ્મી પ્રાપ્ત કરવા ઈચ્છા હોય તો સદ્દગુણથી આત્માને ભરો. **હૃદયશુદ્ધિ વિના ખરી આબાદી કદી થવાની જ નથી.** કેટલીક વાર અનીતિમાન મનુષ્યોને આપણે પૈસાદાર બની ગયેલા જોઈએ છીએ, પણ તે પૈસો કાંઈ ખરી લક્ષ્મી તરીકે ગણાય નહિ. શું તે લક્ષ્મી છતાં તે મનુષ્ય 'આનંદ'—હૃદયનો આનંદ ભોગવી શકે છે? શું તેનું શરીર અને મન હંમેશ ગરમ (તંદુરસ્ત સ્થિતિથી જુદી જ સ્થિતિવાળું) નથી હોતું? એવી જાતની લક્ષ્મી જે કહી ખરી લક્ષ્મી કહી શકાશે નહિ; તે અને તમારી દેખીતી ગરીબાઈ (પણ હૃદયની શ્રીમંતાઈ) વચ્ચે શો તફાવત છે તે જોવો હોય તો તમારા અંતરાત્મારૂપી મઠમાં—અપાસરામાં—દેવળમાં—ગુફામાં—મસીદમાં પ્રવેશ કરો. 'હું'મય વિચારો—નાશવંત વસ્તુઓ સંબંધી વિચારો સઘળા છોડી અમર અને સાર્વત્રિક વિચારોમાં પ્રવેશ કરો. એ પવિત્ર દેવળમાં પ્રવેશ કરવાથી તમે મનુષ્યોના સારા અને નરસા વિચારો અને પ્રયત્નોનું પરિણામ જોઈ શકશો. તમે જોશો કે અનીતિમાન શ્રીમંત મનુષ્યોને પુનઃ ગરીબાઈ અને અધમ દશામાં આવવું પડશે. અને જો કે તે શ્રીમંતાઈમાં જ મરણ પામશે તોપણ તેની સઘળી અનીતિનાં કડવાં ફળો

ભોગવવા માટે તેને પુનર્જન્મ લેવાનો છે જ. ભલે ને તે ફરી લક્ષ્મીવાન થાય પણ તેને તેટલી જ વાર પાછા પડવું પડશે એમ જ્યાં સુધી તે લાંબા અનુભવ અને દુઃખોમાં થઈને 'અંદરની લક્ષ્મી' નહિ મેળવે ત્યાં સુધી તે બિચારાને 'ગારામાં ગોથાં' ખાવાં જ પડશે. બીજા શબ્દમાં કહીએ તો જે અનુભવથી 'અંદરની લક્ષ્મી' જ મળે છે, તે અનુભવ મેળવવા માટે દુઃખો ભોગવવાં જ જોઈએ. તે દુઃખો તે સીધી રીતે ભોગવી શક્તો નથી, તેથી કુદરત તેને બહારની લક્ષ્મી આપે છે અને એ બહારની લક્ષ્મીના પરિણામે તેને દુઃખમાં પડવું જ પડે છે.

જે માણસ દેખીતો ગરીબ છે પણ અંદરથી શ્રીમંત છે અર્થાત્ નીતિવાન છે, તે ખરેખર શ્રીમંત છે. ગરીબાઈથી ઘેરાયેલો છતાં તે પ્રતિદિન શ્રીદેવીની તરફ કૂચ કર્યા કરે છે અને એક દિવસ તે શ્રીદેવી તેને વરશે જ.

જેઓ આબાદ થવા ઇચ્છતા હોય તેમણે એકી ફલંગે આબાદીને પકડવાની આશા કદી ન રાખવી. જ્યાં પોતે છે તે જગા અને આબાદી એ બેની વચ્ચે એક સ્ટેશન કરવું જ જોઈશે. નહિ તો મૂર્ખ વાનરની પેઠે કૂદવા જતાં વચ્ચે પડી મરવું પડશે. તે સ્ટેશન નીતિનું છે. તેણે પ્રથમ નીતિના સ્ટેશનને લક્ષ્યબિંદુ બનાવવું જોઈએ અને ત્યાં પહોંચ્યા પછી આબાદીના સ્ટેશને પહોંચવું ઘણું જ સુગમ છે. લક્ષ્મી માટે ઝંખવું એ મૂર્ખતા છે. દુનિયામાં આટલાં બધાં પાપો થાય છે, તે આ એક સાદા કુદરતી નિયમને નહિ જાણવાથી જ થાય છે કે, 'નીતિદેવી જ્યાં સુધી લક્ષ્મીદેવીને સમજાવીને તમારી પાસે લાવે નહિ ત્યાં સુધી (તમારાથી જોરજુલમથી લવાયેલી) લક્ષ્મીદેવી તમારી પાસે લાંબો વખત નહિ જ રહેવાની.' તેને તમારી પાસે લાવવા માટે તમારે અનેક જુલમ કરવા પડશે. (અને એ જુલમ વડે તમે

ભવિષ્યમાં અનેક જુલમો સહન કરવાને પોતાને જોખમદાર બનાવો છો.) તમારે અનેક અનર્થ કરવા પડશે, એટલું જ નહિ પણ તે મેળવ્યા પછી પણ તે ધૂંધવાતી લક્ષ્મી તમને અનેક રીતે સતાવશે. જેમ કોઈ બળાત્કારથી અપહરાયેલી સ્ત્રી તેના આશકને ક્ષણ માત્ર ઝંપવા દે નહિ અને વખત આવે છટકી જ જાય, અગર પ્રસંગ મળે તો તેને વિષથી ઠાર કરવા ચૂકે નહિ, તેમ તે ધૂંધવાતી લક્ષ્મી–વિધિપૂર્વક જેનું પાણિગ્રહણ કર્યું નથી એવી તે લક્ષ્મી–તમારા ઘરમાં આવ્યા છતાં પણ તમને પાયમાલ કરશે. આ કાંઈ અતિશયોક્તિ નથી, પણ કુદરતના કાનૂનની વાત છે.

ધારો કે તમે કોઈ સુંદર કુમારિકા જોઈ મોહી પડો છો. તમારે તેને પરણવું છે. શું તેને કાલાવાલા કરવાથી તે તમારા પર ફિદા થશે? કે તમારે તમારું રૂપ, લાવણ્ય, વાણી, રીતભાત વગેરે આકર્ષક બનાવીને તે કુમારિકામાં આપોઆપ તમારા પ્રત્યે ઉચ્ચ ભાવ ઉત્પન્ન થાય એવી યોજના કરવી પડશે? તમને તો ઘણીયે લગની લાગી હોય કે ઘરથી દોડી તેને ઘેર જઇ તેનો હાથ માગું! પણ શું એમ કદી કામ બનશે? નહિ જ. તમારે તમારા ગુણો અને ખૂબીઓ, તમારું રૂપ અને તમારી રીતભાત, તેના જોવા–જાણવામાં આવે એવી યોજના કરવી પડશે; એટલે પછી તે કન્યા આપોઆપ તમારી પાસે ચાલીચાલી આવશે અને તમને પાણિગ્રહણની દરેક સગવડ થશે. એ જ લગ્ન વધારે મજબૂત થશે. એ જ લગ્ન હંમેશ બન્નેને પ્રેમમય રાખશે. બાકી, અંગ્રેજોમાં હાલ બને છે તેમ કરશો, અગર કન્યા પાસે (અર્થાત્ લક્ષ્મી પાસે) યાચના કરતા જશો, તેની પાસે ઘૂંટણિયે પડી તેના પ્રેમની માગણી કરશો, તો કદાચ તે તમને વરશે, તો પણ તેનું પરિણામ એ આવવાનું કે બે દિવસ જ 'હેતના હૈડકા' આવવાના અને પછી રોજ કકળાટ સાંભળવો પડવાનો!

આપણા આર્યાવર્તની પૂર્વકાળની સતીઓ ગુણ જોઈ પતિને શોધી કાઢતી, નહિ કે પતિ પત્નીને શોધતો. તેથી તે કેવી શીલવતી રહી શકતી અને પતિ માટે જીવ પણ આપતી તે સર્વને સુવિદિત છે. લક્ષ્મીના સંબંધમાં પણ તેમ જ છે. લક્ષ્મીની ઇચ્છાવાળા પુરુષે પ્રથમ પોતાને સદ્ગુણોથી અલંકૃત કરવાની કાળજી રાખવી, પછી તે વિચક્ષણ કન્યકા આપોઆપ પોતાના પાત્રને શોધી કાઢશે અને કાયમને માટે તેની સાથે રહેશે. માટે આબાદીની ઇચ્છાવાળા મનુષ્યે ધનપ્રાપ્તિને પોતાનું લક્ષ્યબિંદુ ન બનાવતાં નિઃસ્વાર્થ પરોપકાર અને જગહિત કરવામાં મચ્યા રહી આત્માને વિકસાવવા તરફ જ દૃષ્ટિ રાખવી, એટલે પરિપક્વ વખતે આબાદી આપોઆપ આવીને ભેટશે.

તમે કહો છો કે, તમે તમારા પોતા માટે નહિ પણ પરોપકાર કરવા માટે લક્ષ્મી ઇચ્છો છો. જો લક્ષ્મીની ઇચ્છા કરવામાં ખરેખર એ જ આશય હશે તો લક્ષ્મી જરૂર આવશે જ. જો તમે લક્ષ્મીવાન થવા છતાં પોતાને લક્ષ્મીના માલિક નહિ પણ લક્ષ્મીના મુનીમ તરીકે માનશો, તો તે અવશ્ય આવી મળશે; અર્થાત્ તમારે એમ સમજવું જોઈએ કે, લક્ષ્મીના તમે માલિક નથી, તેથી તમે મરજી મુજબ તમારા પોતીકા સ્વાર્થ માટે તેને વાપરી શકો નહિ. પરંતુ તમે તે દેવીના એક મુનીમ છો અને તે દેવી પોતાના દુઃખી પુત્રોના હિતાર્થે તમને જે જે કામો કરવા ફરમાવે તેને તમારે ખજાનામાંના પૈસા વડે કરવાનાં છે અને તમારે તેની નોંધ રાખવાની છે. આમ તમે તો તેના મુનીમ જ છો. તમને મુનીમ તરીકેનો પગાર મળે તેટલું પણ કાંઈ ઓછું નથી. શેઠ કરતાં મુનીમને વધારે સુખ છે. શેઠ કાંઈ મુનીમ કરતાં વધારે ખાતો, પહેરતો, ભોગવતો નથી; પણ મુનીમ કરતાં વધારે ચિંતા તો ભોગવે છે જ. મુનીમ શેઠ જેટલું

ખાય છે, પહેરે છે, ભોગવે છે, માન પામે છે; શેઠની લક્ષ્મી પોતાના હાથે વાપરવાનો લહાવો લે છે અને વળી ચિંતા વગર રહી શકે છે! માટે શ્રીમંતોએ પોતાના હિત માટે પણ આમ કરવું ઉચિત છે કે, '**લક્ષ્મીના માલિક ન બનવું, લક્ષ્મીના મુનીમ બનવું.**'

પરોપકારાર્થે લક્ષ્મી ઇચ્છનારા માણસો પૈકી ઘણાક તો એવા હોય છે કે, જેમનો ગુપ્ત આશય મોટાઈ લેવાનો હોય છે. તમારી પાસે જે થોડું પણ ધન હોય તે તમે પરોપકારાર્થે ન વાપરો અને વધારે ધન પરોપકારાર્થે ઇચ્છવાની વાતો કરો એ કેવું હાસ્યજનક છે! હાલ તમારી પાસે જે થોડાં પણ સાધનો હોય તેનો ઉપયોગ તમે પરોપકારાર્થે ન કરી શકતા હો, તો જરૂર માનજો કે, વધારે લક્ષ્મી મળતાં તમે ઘણા જ સ્વાર્થી અને ખડાઈખોર થશો. જો તમારી ઇચ્છા જનસેવા બજાવવાની જ હોય, તો લક્ષ્મી મળવાની રાહ જોવી જરૂરની નથી. તમે તે સત્કાર્ય આજે જ, હમણાં જ, આ જગાએ જ કરી શકો તેમ છો. જો તમે, તમને પોતાને ધારો છો તેટલા જ નિઃસ્વાર્થી હો, તો તમે તે નિઃસ્વાર્થતા તમારી જાતને બીજાઓના હિતાર્થે હોમી દઈને બતાવી આપશો. માણસ ગમે તેવો નિર્ધન હોય પણ આત્મભોગ તો આપી જ શકે. જે અંતઃકરણ કાંઈ સારું કરવા ઇચ્છે છે, તે કોઈ દિવસ પૈસાની રાહ જોતું નથી. પણ તે તો યજ્ઞકુંડ પાસે જાય છે, તેમાં 'હું*' પણાના ખરાબ તત્ત્વને હોમે છે અને બહાર જઈને પડોશી તેમજ મુસાફર, મિત્ર તેમજ શત્રુ–સર્વ પર એકસરખી રીતે સુખનો શ્વાસ નાખે છે.

* 'હું' પણું એટલે અભિમાન નહિ, પણ હું–હું અને મારું–મારું એવું મમત્વ. આ તો મારું શરીર, આ મારા લાભ માટે કરવાનું, આ મને નુકસાન કરનાર માટે તેને મારે મારવાનો–એવો જે 'હું'ભાવ તે.

જેમ કારણ અને કાર્યને સંબંધ છે; તેમ આંતરિક ભલાઈ અને આબાદીને સંબંધ છે. અને તેવી જ રીતે આંતરિક બૂરાઈ અને નિર્ધનતાને સંબંધ છે.

ખરી લક્ષ્મી કઈ? સદ્‌ગુણનો જે જથ્થો તમારી પાસે હોય તે.

ખરી શક્તિ કઈ? તમારી પાસે સદ્‌ગુણનો જે જથ્થો છે, તેનો જે ઉપયોગ તમે કરો તે.

તમારા હૃદયને શુદ્ધ કરો; એટલે તમારું જીવન શુદ્ધ થશે. કામ, વિકાર, ધિક્કાર, ક્રોધ, માન, લોભ, દુરાગ્રહ, સ્વાર્થીપણા એ સર્વ ગરીબાઈ અને નબળાઈનાં નામ છે. વિશુદ્ધ પ્રેમ, પવિત્રતા, નમ્રતા, શાન્ત સ્વભાવ, સહનશીલતા, દયા, ઉદારતા, નિઃસ્વાર્થતા, નિર્મમત્વ ('હું' 'હું' એવા ભાવની ગેરહાજરી) આ સર્વ લક્ષ્મી અને શક્તિનાં (પર્યાયવાચક) નામ છે.

નિર્ધનતા અને નબળાઈનાં ઉપર કહેલાં તત્ત્વો જેમજેમ દૂર કરાય છે, તેમતેમ આત્માની અંદરનાં સર્વશક્તિમાન તત્ત્વો બહાર આવતાં જાય છે અને જે માણુસ ઉપર કહેલાં તત્ત્વોને પૂરેપૂરાં હરાવી શકે છે, તે માણુસ આખી દુનિયાને પોતાના પગે પાડે છે. મહાવીર આદિ પુરુષોનાં જીવન આ સિદ્ધાંતના અચૂક પુરાવા તરીકે આપણી સમક્ષ મોજૂદ છે.

કહેવાતા શ્રીમંતો પણ શું અપ્રિય સંજોગોની ફરિયાદ કરતા આપણા જોવામાં નથી આવતા? આ ઉપરથી જ આપણે સમજી લેવાનું છે કે, સુખ બાહ્ય સંજોગો પર નહિ, પણ આંતરિક સ્થિતિ પર આધાર રાખે છે.

ધારો કે તમે એક પેઢીના કે કારખાનાના માલિક છો; તમારે હંમેશ તમારા નોકરો માટે બૂમ પાડવી જ પડે છે અને સારા નોકરો મળે છે તો તે ટકતા નથી. આ ઉપરથી તમે મનુષ્યજાત પ્રત્યે કંટાળો લાવતાં શીખો છો. તમે સારો પગાર આપવા

જાવ છો, તમે નોકરોને અમુક પ્રકારની છૂટ આપવા જાવ છો અને તેમ છતાં નોકરો સંબંધી ટાઢક તમને મળતી નથી. ત્યારે હવે આનું કારણ શું? આ દોષ કોનો? આ સલાહ બરાબર લક્ષમાં લેજો કે, તમારી સઘળી ચિંતાનું શુદ્ધ કારણ તમે જ છો. જો તમે સાચી દાનતથી અંતરદૃષ્ટિ કરશો તો તમારી ભૂલ તુરત દેખાશે અને વળી તુરત જ ચિંતાનું મૂળ નાબૂદ કરવાનું બની શકશે. કદાચ કોઈ જાતનું તમારું સ્વાર્થીપણું હશે, કદાચ તમારા મનમાં નોકરો પ્રત્યે ખોટા વહેમો ભરાઇ ગયેલા હશે, કદાચ તેમના તરફથી તમારી વર્તણૂક અપ્રિય હશે, આને લીધે તમારા હૃદયની ઝેરી હવા તમારા નોકરના હૃદયને અસર કરે છે અને તમને નુકસાન કરે છે. તમારા નોકરો પ્રત્યે પ્રેમની ભાવના રાખો. તેમના સુખ માટે વિચાર કરો. તેમની પાસેથી હદ ઉપરાંતના કામની માગણી ન કરો. પોતાના શેઠના ભલા માટે પોતાના પંડને છેક જ વિસારી દે એવા નોકર મળવા એ મોટામાં મોટું ભાગ્ય છે; પણ પોતાના તાબાના માણસો (કુટુંબીઓ તેમજ નોકરો)ના હિત માટે જે પોતાના સુખને વિસારી દે એવા શેઠ મળવા તે તો એથી પણ વધારે મોટું ભાગ્ય છે. આવા શેઠને બમણું સુખ મળે છે અને તેના નોકરો પણ સુખી થાય છે. 'તમે નોકરની સ્થિતિમાં હો, તો જે કામ તમે પોતે કરવા ન ઇચ્છો તે કામ નોકરો પાસેથી કઢી લેવા ન ઇચ્છશો.'

તમારી જિંદગીને બોજારૂપ–કંટાળારૂપ બનાવનારા સંજોગો ગમે તેવા હોય તોપણ એ સર્વ સંજોગોમાંથી બહાર નીકળવાનો એક રસ્તો છે. તે એ કે આત્મશુદ્ધિ અને આત્મનિગ્રહ વડે તમે સર્વ અપ્રિય સંજોગોનું અનુકૂળ સંજોગોમાં રૂપાંતર કરી શકો તેમ છો.

તમે કહેશો કે, 'પૂર્વભવોનાં કરેલાં સારાંનરસાં કામોનું

ફળ ભોગવવું જ પડે એ કુદરતનો કાયદો છે; તો પછી આજે ગમે તેટલી આત્મશુદ્ધિ કરીએ તોપણ શું વળે ?' પણ તમારે ધ્યાનમાં રાખવું કે તે જ કુદરતનો કાયદો એમ પણ કહે છે કે, 'તમારાં પૂર્વભવોનાં કોઈ સારાં કૃત્યોના પ્રતાપે જ આજે તમને આત્મશુદ્ધિની અગત્ય સમજવાની તક મળી છે; તોપછી એનું ફળ પણ તમને કાં ન મળે ?' ખરાબ પરિણામ આપનાર પૂર્વનાં કુકૃત્યને આજની આત્મિક શુદ્ધિથી આપણે નિર્બળ–સત્તાહીન કાં ન કરી શકીએ ? શું ભગવાન મહાવીર સ્વામીએ 'કર્મ'ની હિમાયત કરનાર કુંભકારને 'ઉદ્યમ'નો–પુરુષાતનનો પાઠ નહોતો ઉપદેશ્યો ?

જે માણસ 'અહં'પણાને વળગી રહે છે, તે પોતાનો શત્રુ છે અને તેને બહારના શત્રુઓ પણ ઘણા આવી મળે છે. જે અહંપણાને છોડે છે, તે પોતાનો બચાવનાર–પોતાનો ઈશ્વર બને છે. પવિત્ર હૃદયનાં ઈશ્વરી કિરણ આગળ તેની આજુબાજુનું સઘળું અંધારું અદૃશ્ય થાય છે અને સઘળાં વાદળાં પીગળી જાય છે. જેણે આત્માને જીત્યો છે તેણે વિશ્વને જીત્યું છે. 'હું' પદમાંથી દૂર ખસો; એટલે તમે નિર્ધનતામાંથી નીકળી જશો, દુઃખમાંથી નીકળી જશો, ચિંતામાંથી, નિસાસામાંથી, કકળાટમાંથી નીકળી જશો. અહંપદનું ઘણું પુરાણું–ફાટ્યુંતૂટ્યું કપડું તમારા આત્મા પરથી ખસેડી નાખો અને તેની જગાએ સાર્વત્રિક પ્રેમનું નવું ચીર પહેરી લો. એમ થશે એટલે તમે તમારા અંતરમાં સ્વર્ગ જોશો અને એ સ્વર્ગની પ્રતિછાયા બહાર (તમારી જિંદગીના બનાવોમાં) પણ જોશો.

દુનિયામાં જુદીજુદી શક્તિઓ છે. એ સઘળીમાં વધારે જોરાવર શક્તિઓ અવાજ વગરની શાંત છે, ગુપ્ત છે. પાંચસો માણસ જેટલું જોર કરે છે તેટલું જોર કરનારું વરાળયંત્ર એ

પાંચસો માણસ જેટલો અવાજ કરતું નથી; અને વીજ વળી એથી પણ ઓછો અવાજ કરે છે. આ નિયમ઼ ઓ પણ લાગુ પડે છે. જે માણસ વધારે જોરવાળો છે તે વધે. ચૂપકીમાં રહેનારો-શાંત હોય છે. વિચારનું મહાન જોર શાંત મગજોમાં જ હોય છે. એ જોરને જેવે રસ્તે વાપરવામાં આવે છે તેવું એનું પરિણામ આવે છે. મુક્તિ અને નિપાત એ બન્ને એ જ જોર વડે પ્રાપ્ત થાય છે.

આ જડ પૃથ્વીમાં વસતો માણસ જેટલું જ્ઞાન સંપાદન કરવાને લાયક છે તે સર્વ જ્ઞાન માત્ર આત્મનિગ્રહ (સંયમ) મારફત જ મળી શકે છે. આત્મનિગ્રહથી મનોબળ વધતું જાય છે. તે અહીં તહીં વપરાઈ જતું અટકી 'પૈસો પૈસાને મેળવે છે' એ નિયમાનુસાર ખીલતું જ જાય છે અને સંપૂર્ણતા-કૈવલ્ય-જ્ઞાન પણ એમ જ ચડતાં ચડતાં મળી શકે છે. આત્મનિગ્રહનું છેલ્લું પગથિયું ચડનારને કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થાય છે.

શત્રુ-મિત્ર સર્વ તરફ સમભાવ રાખવા અને અજ્ઞાની-દુષ્ટો તથા પાપીઓને પણ ક્ષમા કરવા જ્ઞાની પુરુષો ફરમાવી ગયા છે. તેનું કારણ માત્ર એટલું જ છે કે, એમ કરવાથી મનને સૂર્ય સરખું સ્થિર રાખી શકાય. અહીં તહીં ભટકતું ન રાખતાં પોતાના પ્રકાશમાં વિરાજવાનું-તપવાનું ચાલતું રહે, એ પ્રમાણે સાચવી રાખેલ વિચારશક્તિ, મનોબળ, આત્મબળ ખીલ્યા કરે અને 'આગળ ને આગળ' વધવાની ફરજ બજાવવામાં આપણે સમર્થ બનીએ. આમ, નવીન નવીન શક્તિઓ પ્રાપ્ત કરી આપણે આખરે સર્વ શક્તિના ભંડારરૂપ કૈવલ્યજ્ઞાન મેળવી શકીએ.

આપણા લોકો કહે છે કે, દુકાળ કે મરકી અથવા એવાં મહાસંકટો પાપો વધી પડવાથી જન્મ પામે છે. આને આપણે વહેમ ગણી હસી કાઢીએ છીએ; પણ છેક જ તે વહેમ નથી.

હિંદુ ધર્મગુરુઓ પણ કહેતા કે બહારના બનાવો અંદરના ભાવને અનુસરતા બને છે. તેઓ પ્રજા માથે પડતી આફતનું કારણ તેમજ પ્રજાને મળતી ફતેહનું કારણ તે વખતની પ્રજાના સારાખોટા વિચારો અને વાસનાઓને જ માનતા. આ ખોટી માન્યતા નથી. બે રાજ્યો વચ્ચે યુદ્ધ થાય એ કાંઈ રાજા કે એકાદ માણસને લીધે છે એમ માનવું એ મૂર્ખાઈ છે. અહંપદમાં મગ્ન થવું, સ્વાર્થી કે દુષ્ટ ઇરાદાઓમાં લાગ્યા રહેવું ઇત્યાદિ ખોટે રસ્તે મનોબળ વાપરવા લાગેલી પ્રજા એ બળના ફળરૂપે લડાઈ પામે છે. મરકી, દુકાળ ઇત્યાદિનું પણ એમ જ છે. વિચારોને ખોટે રસ્તે વહેવડાવવા, મનોબળને હીણે રસ્તે વાપરવું એવી એ આંતરિક સ્થિતિના પડછાયા તરીકે એવી જ બાહ્ય સ્થિતિ આવી મળે છે કે જેને આપણે દુકાળ, મરકી, આગ લડાઈ ઇત્યાદિ નામોથી ઓળખીએ છીએ.

સઘળી ચીજો અને બનાવોને હયાતીમાં લાવનાર અવાજ વગરનું પણ પ્રબલ શક્તિ ધરાવનાર 'વિચારબળ' જ છે. જડ પદાર્થનું પૃથક્કરણ કરતાં એવું જણાયું છે કે તે પણ 'વિચાર'માંથી બનેલા છે. વિદ્યાલયો અને કૉન્ફરન્સો (પરિષદો) પ્રથમ 'વિચારસૃષ્ટિ'માં બંધાઈ, પછી જમીન ઉપર તેનાં મકાન, મંડપ અને મેદની જોવામાં આવે છે. ગ્રંથકાર, શોધક, ચિતારો અને શિલ્પી પ્રથમ 'વિચારભૂમિ'માં પોતાના કામના દરેક ભાગ પૂરા કરે છે અને પછી એ 'વિચારો'ને 'પદાર્થ'નું રૂપ આપે છે.

જ્યારે 'વિચારબળ' કુદરતના કાનૂનને અનુસરીને કામ કરે છે ત્યારે તે 'બાંધવાનું' અને 'રક્ષણ કરવાનું' કામ કરે છે અને જ્યારે તે કુદરતના કાનૂન વિરુદ્ધ કામ કરે છે ત્યારે તે વીખેરવાનું' અને 'નાશ કરવાનું' કામ કરે છે.

'વિશ્વમાં સૂર્યના પ્રકાશની જેમ સુખ ફેલાયેલું છે, પણ

દુઃખ તો આપણી વાસનાઓના પડછાયારૂપે આવી પડે છે.' એ માન્યતામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને વર્તવું-એ પરમેશ્વર સાથે વાતચીત કરવા બરાબર-પરમેશ્વરના હુકમ મુજબ વર્તવા બરાબર જ છે. જ્યાં બીક, ગભરાટ, કંટાળો, ચિંતા, સંશય, નિરાશા અને ખેદ છે, ત્યાં મોક્ષ નથી. મોક્ષની વ્યાખ્યા જ કહે છે કે, એ સ્થિતિઓથી કાંઈ જુદી જાતની સ્થિતિ એનું નામ જ મોક્ષ. હવે જુઓ કે, ઉપલી સર્વ સ્થિતિઓ માત્ર 'અહંપદ' ની છોકરીઓ છે અને જે સુખનો સિદ્ધાંત ઉપર જણાવ્યો એમાં આસ્થા ન રાખવાનું જ એ પરિણામ છે. આસ્તિક-નાસ્તિકની પરીક્ષાનું ધોરણ આ સિદ્ધાંત જ છે. 'આસ્તિક' ની ગણતીમાં આવવા ઈચ્છનારી પ્રજાએ એ સિદ્ધાંતને પૂજવો જોઈએ અને બીક, ચિંતા, નિરાશા આદિ ઉપર કહેલી સ્થિતિઓને તિલાંજલિ આપવી જોઈએ. બીનાર, ચિંતા કરનાર કે ખેદ કરનાર માણસ 'પાપી' છે-એ ક્રિયાઓ 'પાપ' ની ક્રિયાઓ છે; કારણ કે 'નિશ્ચય નય' (દાર્શનિક સિદ્ધાંત) થી જોતાં આત્મા આનંદમય છે, તો જ્યાં સુધી તેને બીક, દિલગીરી વગેરે વળગેલાં રહે ત્યાં સુધી તે 'પાપ'માં જ છે. 'થવાનું મિથ્યા થવાનું નથી' એવું સર્વજ્ઞનું વચન ન માને તેને આપણે 'નાસ્તિક' કહીએ છીએ. તો 'ચિંતા' કરનાર કેમ નાસ્તિક નહિ? તે કેમ 'મિથ્યાત્વવાદી' નહિ? આસ્તિકનો જે સિદ્ધાંત હરહંમેશ આપણને સંપૂર્ણ દશાએ પહોંચાડવા ઉદ્યમ કરી રહ્યો છે, તેને હંફાવનાર-તેની અસર ધોઈ નાખનાર અને તેથી આપણને આ દુઃખી સ્થિતિમાં હોમનાર બીજું કોઈ નહિ પણ ઉપર કહેલી બીક-સંશય-ગભરાટ વગેરે સ્થિતિઓ જ છે.

એ સ્થિતિઓને દૂર કરવી એનું નામ સ્વતંત્ર દશા અને એ સ્વતંત્ર દશા પ્રાપ્ત કરવાનો એકજ રસ્તો છે. તે એ કે આત્મિક જ્ઞાનનો ધીમે પણ મક્કમ પગલે વધારો કરવો.

## ૪ : ભાવનાબળ

આત્મનિગ્રહ કરવાનો મહાવરો વિવેકપૂર્વક પાડવાથી માણસને પોતાની અંદર રહેલી ભાવનાશક્તિ અથવા વિચારબળના અસ્તિત્વનું ભાન થાય છે. એમ વિવેકપૂર્વક–બુદ્ધિપૂર્વક મહાવરો પાડતાં પાડતાં જ્યારે તેનામાં આત્મનિગ્રહની શક્તિ ખરે જ આવી પહોંચે છે, ત્યારે તે સાથે જ પેલી ભાવનાશક્તિ અથવા વિચારબળનો વાજબી રસ્તે ઉપયોગ કરવાની શક્તિ પણ તેનામાં આવી જાય છે. જેટલા પ્રમાણમાં એક માણસ સંયમ પાળે છે અર્થાત્ આત્મનિગ્રહ કરે છે, એટલા જ પ્રમાણમાં તે બાહ્ય સંજોગો પર કાબૂ મેળવવાને સમર્થ બને છે.

કેટલાક માણસો એવા હોય છે જેઓ સર્વ સુખોની વચમાં હોવા છતાં હંમેશ દુઃખના જ ઉદ્ગાર કાઢે છે. તેમના મનમાં અનેક તરેહની શંકાઓ, વહેમો, ધાસ્તીઓ ઊપજ્યા જ કરે છે. આવાને આપણે દુઃખ વહોરી લેનારા માણસો જ કહીશું. શ્રદ્ધા અને આત્મનિગ્રહ વગરનો માણસ કોઈ દિવસ સુખી થવાનો નહિ; તે પ્રત્યેક સંજોગનો ગુલામ બનવાનો. એવા લોકો દુઃખ પડતાં પડતાં ઘડાય છે અને કડવો અનુભવ લઈને છેવટે સીધે રસ્તે આવે છે.

શ્રદ્ધા અને નિશ્ચય એ બે જ જિંદગીની મુખ્ય શક્તિઓ છે. એવી એક પણ ચીજ નથી કે જે મજબૂત શ્રદ્ધા અને દૃઢ નિશ્ચય વડે સિદ્ધ ન થાય. પ્રતિદિન મૌનપણે શ્રદ્ધાનો મહાવરો કરવાથી આપણું વિચારબળ આગળપાછળથી એકઠું થઈને એક જગાએ જમા થાય છે. પ્રતિદિન મૌનપણે નિશ્ચયને દૃઢ કરવાથી પેલું એકઠું થયેલું વિચારબળ અથવા ભાવના-શક્તિ ઇચ્છિત પદાર્થ તરફ જ ગતિ કરે છે. પહેલી શક્તિથી ખૂણેખાંચરેથી બળ એકઠું થાય છે અને બીજી શક્તિથી તે અમુક લક્ષ્ય તરફ જ ગતિ કરે છે. આ પ્રમાણે ઇચ્છેલું કાર્ય પાર પાડવામાં આ બે શક્તિઓ અત્યંત ઉપયોગી છે.

તમે ગમે તેવી સ્થિતિમાં હો, તમારો ધંધો ગમે તે હોય, પરંતુ જો તમારે બળ, ઉપયોગીપણું અને વિજયનો અંશ પણ જોઈતો હોય તો તમારે સ્વસ્થપણું અને મનઃશાન્તિ નામના ગુણોને કેળવી કેળવીને તમારું વિચારબળ એક જગાએ એકઠું કરતાં શીખવું જોઈશે જ. કદાચ તમે ધંધાર્થી હો અને કોઈ સંકટમાં આવી પડ્યા હો, તેથી તમે ગભરાઓ અને ચીડિયા બનો, એ સંભવિત છે. પરંતુ એવી માનસિક સ્થિતિમાં કાયમ રહેવાથી જરૂર માઠું જ પરિણામ આવવાનું. કારણ કે જરૂર માનજો કે જ્યારે ચિંતા નાની બારીએથી પ્રવેશ કરે છે, ત્યારે બુદ્ધિ મોટે બારણેથી છટકી જાય છે. ચિંતાને ચિતા સમાન ગણવામાં આવે છે તે યથાર્થ છે.

ત્યારે આવી ચિંતાના પાશમાંથી મુક્ત થવાનો રસ્તો કયો? દુનિયામાં બહાદુરમાં બહાદુર ગણાતો માણસ, અરે ખુદ દેવો અને દેવોના દેવ પણ કૃતકર્મ અને ભવિતવ્યતાને રોકવા શક્તિમાન નથી. તે જો રોકી શકાય તો કુદરતના કાયદા બધા ઊંધા વળે અને જગતમાં અંધેર-અંધેર જ થઈ જાય. ખુદ તીર્થંકરો-

પેગંબરો અને દેવોને પણ પૂર્વકર્મનું કટુ ફળ ભોગવવું પડયું હતું. એટલે ચિંતાનાં કારણો જે દુઃખો અને સંકટો તેને રોકવાની શક્તિ તો કોઇમાં છે જ નહિ; પણ જગતમાં એવા વીરલા તો જોવામાં આવશે ખરા કે જેઓ તે ચિંતાની અસર ન થવા દે. વરસાદને રોકી શકાશે નહિ, પણ વોટરપ્રૂફ ડગલો પહેરવાથી અને છત્રી ઓઢી લેવાથી શરીરને ભીંજાતું અટકાવી શકાશે. ધમધોકાર વરસાદનું પાણી આપણા શરીર પર પડવા છતાં માત્ર એક વોટરપ્રૂફ ડગલાની જાડાઈ જેટલો જ પ્રતિરોધ વચ્ચે આવે છે અને તે વરસાદની અસર થવા દેતો નથી; એવી જ રીતે દુઃખો અને ચિંતાઓ ધમધોકાર આપણા ઉપર મુશળધારાએ વરસે તોપણ આપણે એક 'ઓવરકોટ'–વોટરપ્રૂફ કોટ એવો પહેરી શકીએ કે જેથી તે સર્વ આપણાથી જરા માત્ર દૂર રહી જાય અને આપણને અસર ન કરી શકે. આપણી આસપાસનાઓ તો એમ જ જોઈ શકે કે આ દુઃખ આપણને વળગી ચૂક્યું છે પણ આપણે તેને કોટની જાડાઈ જેટલે છેટે જોઈ શકીએ. એવો વોટરપ્રૂફ કોટ કયો? તે ક્યાંથી લાવવો? તમે કે જેઓ એવા ડગલાની ગરજ ધરાવતા હો તેઓ લક્ષપૂર્વક સાંભળો.

પ્રાતઃકાળમાં અથવા મોડી રાત્રે કોઈ એકાંત જગામાં અથવા તમારા ઘરમાંની એકાંત ઓરડીમાં જાઓ જેથી કોઈ જાતનો અવાજ કે ખલેલ તમને નડે નહિ. પલાંઠી વાળીને હરકોઈ આસને બેસો અને તે આસન તમને દુઃખકર્તા ન હોય. શરીર સ્થિર થયા પછી મગજમાંથી ચિંતાના બનાવને ધકેલી કાઢવા માટે, તમારી જિંદગીમાં કોઈ પણ વખત સુખનો, આનંદનો, ઉત્સાહનો, હર્ષનો કે આહ્‌લાદનો આવી ગયો હોય તે વખતને યાદ કરો. એ આહ્‌લાદક બનાવની છબી તમારી કલ્પનાશક્તિ આગળ ખડી કરો. એ આહ્‌લાદ જેમજેમ તમો યાદ કરતા જશો તેમતેમ

હમણાંની ચિંતા આસ્તે આસ્તે તમારા મગજમાંથી ખસતી જશે અને થોડા વખતમાં તો તમો આનંદમય બની જશો. કદાચ ચિંતાનો મેલો વળગાડ પાછા ઊથલો ખાવા તૈયારીઓ કરે, તો તુરત જ આહ્લાદક દેખાવ ફરી યાદ કરો. જેમ વિષયસુખ વખતે ભિક્ષુક, દેવાદાર કે દેશનિકાલ થયેલા પુરુષને પણ આનંદ સિવાય બીજો ખ્યાલ આવી શકતો જ નથી, જેમ તેના મગજમાં અહોનિશ રમી રહેલું નિર્ધનતા, મુસીબતનું કે ચિંતાનું દુઃખ તે વખતને માટે અંતર્ધાન થાય છે, તેમ અગાઉના કોઈ આહ્લાદક બનાવને સ્મરણશક્તિમાં પાછો બોલાવીને તેનું ચિન્તવન કરવાથી તાત્કાલિક દુઃખ અને ચિંતાનું વિસ્મરણ થશે.

એવી રીતે જ્યારે ચિત્તસ્વાસ્થ્ય અને મનઃશાન્તિ પ્રાપ્ત થાય કે તુરત જ તેનો લાભ લેવો જોઈએ. તમારી હાલની મુશ્કેલી શું કરવાથી દૂર થાય, એ બાબત પર પેલા શાન્ત ચિત્તની મદદથી વિચાર કરો. પ્રથમ જે નિરાકરણ તમને ઘણું કઠિન લાગતું હતું, તે હમણાં સુગમ લાગશે અને તમને જે કાંઈ રસ્તો સૂઝશે તે ખરેખરો સૂઝશે.

તમારા ચિત્તને તદ્દન શાન્ત કરતાં કદાચ દિવસ ઉપર દિવસ પણ ચાલ્યા જશે. પણ જો તમે ખંતપૂર્વક લાગ્યા રહેશો તો જરૂર ચિત્તશાન્તિ પ્રાપ્ત કરશો જ.. આ ચિન્તશાન્તિના વખતમાં તમને જે રસ્તો સૂઝી આવે તે અવશ્ય ગ્રહણ કરજો; એ રસ્તે જરૂર ચાલજો. આટલું ભાર દઈને કહેવાનું કારણ પૂછતા હો, તો તે એ છે કે, બીજે દિવસે જ્યારે તમે ધંધામાં લાગશો ત્યારે પ્રથમ સૂઝેલો વિચાર હવાઈ અથવા કઠિન અથવા નિર્માલ્ય લાગશે. પણ તમે દૃઢ રહેજો. શાન્ત ચિત્તથી જે કાંઈ સત્ય જોયું હતું તેનાથી જ દોરાજો; ચિંતાના પડછાયાથી દોરાતા ના ચિત્તશાન્તિના ટૂંકા સમયમાં જે કાંઈ જોવામાં આવે છે તે દેવવાક્ય

તુલ્ય માનજો. એવી એક પણ મૂંઝવણ નથી કે જેનો રસ્તો, વિચારોને સ્થિર કરીને શાન્ત બનાવવાથી ન જડી આવે.. એવો એક પણ ઇચ્છવા યોગ્ય પદાર્થ નથી કે જે આત્મિક શક્તિને વાજબી રીતે વાપરવાથી ન મળી શકે.

જ્યાં સુધી તમે તમારા આત્મામાં ઊંડા ઊતરીને ત્યાં સંતાયેલા છૂપા શત્રુઓને વશ ન કરો ત્યાં સુધી તમને 'વિચારબળ' શી ચીજ છે, તેનો બાહ્ય પદાર્થો સાથે શો સંબંધ છે, તેની જાદૂઈ અસર કેવી રીતે થાય છે અને તે અસરથી જિંદગીના બનાવો કેવી રીતે બદલાઈ જાય છે—એ સર્વનો ખ્યાલ તમારા મગજમાં આવી શકશે જ નહિ.

તમારા મગજમાં થતો દરેક 'વિચાર' એક 'ફોર્સ' છે—'શક્તિ' છે. તે વિચારના જેવા જ વિચારો કરનારા માણસ તરફ તમારો તે વિચાર દોડશે અને ત્યાંથી પાછો તમારા તરફ ફરીથી આવશે અને તે વિચાર ઉત્તમ હશે તો તમને હિત કરશે અને કનિષ્ઠ હશે તો તમને નુકસાન કરશે. વિચારબળની આપ-લે અહર્નિશ ચાલ્યા જ કરે છે. સ્વાર્થી અને નુકસાન કરવાના વિચારો તે વિનાશકારક શક્તિઓ છે એમ સમજો. તે શક્તિઓ એવા બીજા પુરુષોને પહોંચી વળે છે, તેમને નુકસાન કરે છે અને ત્યાંથી બેવડા જોર સાથે પાછી ફરીને તમારા ચિત્તને ભ્રષ્ટ કરે છે. એથી ઊલટું શાન્ત-પવિત્ર-નિઃસ્વાર્થી વિચારો તે એવા દેવદૂત છે, કે જે દેવદૂતો પોતાની પાંખો પર તંદુરસ્તી, સુખશાન્તિ અને આબાદી લઈને આ દુનિયા પર ઊતરી આવે છે અને દુષ્ટ શક્તિઓને નકામી કરે છે. તેઓ ચિંતા અને ગમગીનીના ખળભળેલા સમુદ્રમાં આનંદરૂપી તેલ નાખે છે અને ભાગેલા હૃદયને અમૃત વડે સાજું અને યુવાન કરી આપે છે.

ભલા વિચારો કરો, ભલી ભાવનાઓ રાખો, એટલે તે વડે

તમારી બાહ્ય જિંદગી પણ સુખી થશે. આત્મિક શક્તિ જે રસ્તે વાપરશો તેના પ્રમાણમાં સુખી કે દુઃખી થઈ શકશો. પાપાત્મા અને તીર્થંકર કે પેગંબર કે સિદ્ધ પુરુષો વચ્ચે તફાવત એટલો જ છે કે, આ જીવો પોતાની અંદરની શક્તિ પર સંપૂર્ણ કાબૂ ધરાવે છે, જ્યારે પેલા તે શક્તિના સંપૂર્ણ કબજામાં છે.

ખરા સુખ અને જાતુની શાન્તિ માટે જો કોઈ પણ ઈલાજ હોય તો તે માત્ર આત્મનિગ્રહ અને આત્મશુદ્ધિ જ છે. ઘડી ઘડીમાં પ્રેમના ઊભરા, તિરસ્કારનાં દાંતિયાં, ઈર્ષા, અભિમાન વગેરે તરંગો આવે અને જાય ત્યાં ચિત્તની શાન્તિ કેવી રીતે જળવાય અને માણસને સુખ ક્યાંથી મળે? આ ક્ષણિક તરંગો પર જય મેળવો એટલે જિંદગીના થાનમાં સુખની સોનેરી દોરી વણી કહેવાશે. તમારે હંમેશ એકાંતમાં બેસી શાન્તિનો અનુભવ લેવાનો મહાવરો કરવો જોઈએ. વીખરાઈ ગયેલી શક્તિઓને એકઠી કરીને એકજ આશય તરફ તે શક્તિઓને વહેવડાવવાનો આ જ રસ્તો છે.

જેમજેમ તમે તમારા ક્ષણિક તરંગો અને વિચારો પર પૂરતો અંકુશ ધરાવતા જશો, તેમતેમ તમારા પોતામાં એવી એક નવી જ જાતની શાંત શક્તિ ઉત્પન્ન થતી જતી તમે જોઈ શકશો, કે જે વડે તમારો ચહેરો શાંત, ઠરેલ પણ મક્કમ બનશે અને તમારામાં નબળાઈની જગાએ કૌવત આવી, દરેક કામમાં ફતેહ જ તમારી રાહ જુએ છે એવું ભાન તમને થશે. આ શક્તિ સાથે તમારા હૃદયમાં એક વિચિત્ર પ્રકારનો પ્રકાશ પણ થશે અને તે પ્રકાશ તમારી ભ્રમણાઓ, વહેમો અને અજ્ઞાનને દૂર કરી તમને આનંદના અજવાળામાં લાવી મૂકશે. મતલબ કે વિચારશક્તિ પણ ખીલશે. આ શક્તિ કેટલાકોમાં એટલી હદ સુધી ખીલે છે કે, ભવિષ્યમાં શું થશે તે પણ તેઓ જોઈ શકે છે. આ શક્તિના પ્રતાપે, તેઓ કાંઈ પણ પ્રયાસ ન કરે

તોપણ સમર્થ પુરુષોનું તેમના તરફ આકર્ષણ આપોઆપ થાય છે. લાગવગ, લક્ષ્મી, યશ વગેરે ખેંચાઈને તેમની પાસે આવે છે.

માણસનું સુખ-દુઃખ પોતાના હાથમાં જ છે. જે માણસને સુખી, જગહિતકારી, મજબૂત થવું હોય તેણે દુઃખી વિચારો-નિરાશાના વિચારો-કોઈનું અહિત કરવાના વિચારોના પાશમાં પડવું જ નહિ અને એવા વિચારો પર અંકુશ રાખીને સારા વિચારો પોતાના મગજરૂપી મકાનમાં દાખલ કરવા. આવી રીતે સારા યા ખોટા વિચારોને પોતામાં દાખલ કરવામાં જોઈતું શાણપણ અને મક્કમપણું જેટલા પ્રમાણમાં તમે ધરાવશો, તેટલા જ પ્રમાણમાં સુખ કે દુઃખ કુદરતી રીતે જ આવ્યા કરશે.

## ૫ : તંદુરસ્તી, વિજય અને શક્તિનું રહસ્ય

આપણે જ્યારે નાના બાળક હતા ત્યારે પરીઓ અને દેવીઓની ઘણી વાતો સાંભળી હતી અને તેથી આપણને ઘણો આનંદ થતો હતો. કોઈ ભલા માણસને એ પરીઓ અને દેવીઓ મદદ આપતી અને અણીના વખતે રાક્ષસો, દુષ્ટ રાજાઓ, શત્રુઓ વગેરેથી તેમનું રક્ષણ કરતી. આવી વાતોને આજે આપણે 'ગપ' માનીએ છીએ. પરંતુ એ ગપ નથી. આપણે જો પવિત્રતાના રાજ્યમાં ફરીથી નાના બાળક બનીશું તો તે 'ગપ'ને તદ્દન ખરી જ માની શકીશું. એ પરીઓ અને દેવીઓ પવિત્ર પુરુષની આસપાસ વિચારના રૂપમાં હયાતી ધરાવે છે. 'વિચાર' એ જીવતું પ્રાણી છે અને સદ્‌વિચાર એ સુખ આપનાર જીવતા પ્રાણી તરીકે અહીંતહીં ફરે છે. 'પવિત્ર' એ શબ્દ અત્રે માત્ર 'નીતિમાન', એવા રૂપમાં વપરાયો નથી; પણ એ શબ્દમાં નિર્મળ વિચાર, ઉચ્ચ આશય, નિઃસ્વાર્થ પ્રેમ અને નિરભિમાન એટલા ગુણોનો સમાવેશ સમજવાનો છે. આવા ગુણોમાં નિરંતર રહેવાથી આપણી આસપાસ એવું અદૃશ્ય વાતાવરણ બંધાય છે, કે જે મધુરતા અને શક્તિથી ભરપૂર હોય છે, તેથી તેની નજીકમાં આવતા દરેક પ્રાણી પર તે તેવી અસર કરે છે.

જ્યારે સૂર્ય સંપૂર્ણ રીતે પ્રકાશે છે, ત્યારે છાયા કે અંધકાર અદૃશ્ય થઈ જાય છે. તેવી જ રીતે શ્રદ્ધા અને પવિત્રતાથી રંગાઈ ગયેલા મનની દૃઢતારૂપી ચારે બાજુએ ફેલાતાં કિરણો આગળ પાપની દુર્બળ શક્તિઓ નાશ પામે છે—હતી ન હતી થઈ જાય છે.

જ્યાં ખરી શ્રદ્ધા અને નિષ્કલંક પવિત્રતા હૃદયમાં જામી રહેલી હોય છે, ત્યાં તંદુરસ્તી છે, ત્યાં વિજય છે, ત્યાં સામર્થ્ય અથવા શક્તિ છે. આવા હૃદયમાં રોગ, પરાભવ કે દુર્ભાગ્ય પ્રવેશ કરી શકે નહિ; કારણ કે ત્યાં તેના ખોરાક કે પાલનને વાસ્તે કાંઈ પણ જગ્યા નથી.

શારીરિક સ્થિતિનો ઘણો આધાર માનસિક સ્થિતિ પર રહેલો છે એ વાતને ધર્મશાસ્ત્રો કબૂલ રાખે છે; એટલું જ નહિ, પણ પાશ્ચાત્ય સાયન્સ (વિજ્ઞાન) પણ તેને સંપૂર્ણ ટેકો આપે છે. જડવાદીઓ એમ માનતા આવ્યા છે કે મનુષ્યના મનનો આધાર તેના શરીર પર રહેલો છે, પણ આ બાબતની અસત્યતા હવે લોકોને જણાતી થઈ છે. હવે લોકો એમ માનવા લાગ્યા છે કે, **મન એ શરીર કરતાં વધારે ઉચ્ચ તત્ત્વ છે અને શરીરની સ્થિતિનો ઘણો આધાર મનુષ્યના વિચારો પર રહેલો છે.**

મનુષ્યને અજીર્ણ થયું છે માટે તે ચિંતાતુર થાય છે, એવી જે માન્યતા લોકોમાં ફેલાયેલી હતી તે હવે ઘટતી જાય છે. તેને બદલે લોકો એમ માનતા થયા છે કે, મનુષ્યને પ્રથમ ચિંતા થાય છે અને તે ચિંતાના ફળરૂપે અજીર્ણ થાય છે. સર્વ રોગોનો આધાર માનસિક સ્થિતિ પર છે, એ બાબતનું જ્ઞાન વખત જતાં સર્વસામાન્ય થશે, એમ આશા રાખીએ તો તે ઉચિત જ ગણાશે.

આ જગતમાં એવું એક પણ દુઃખ નથી કે જેનું મૂળ મનમાં ન હોય. જગતમાં જે દુઃખ, પાપ, રોગ, દિલગીરી કે

કષ્ટ આપણે જોઈએ છીએ, તે વિશ્વવ્યવસ્થાના પરિણામરૂપ નથી, તેમજ કોઇ વસ્તુમાં સમાયેલાં નથી, પણ વસ્તુઓના પરસ્પરના સંબંધના અજ્ઞાનથી તે ઉદ્‌ભવે છે.

પરંપરાથી એવી વાત ચાલી આવે છે કે, પૂર્વે હિંદુસ્તાનમાં તત્ત્વજ્ઞાનીઓનો એક વર્ગ વસતો હતો. તેઓ એટલી પવિત્રતાથી અને સરળતાથી પોતાની જિંદગી પસાર કરતા હતા કે તેઓ દોઢસો વર્ષ સુધી જીવી શકતા હતા અને તે દરમ્યાન માંદા પડવું તે એક માફ ન કરી શકાય એવા દોષ તરીકે ગણવામાં આવતું હતું. તે વખતે લોકો માંદા પડનારના ઉપર તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા. કારણ કે તે મનુષ્યે બરાબર નિયમ પાળ્યા નથી, એ તેની માંદગી ઉપરથી સિદ્ધ થતું મનાતું હતું. આપણે જેટલા જલદીથી આ સત્ય સ્વીકારીએ અને માનીએ કે, માંદગી એ ગુસ્સે થયેલા ઇશ્વર તરફનો દંડ નથી અથવા કોઇ અવિચારી વિધાતાની કસોટી નથી, પણ આપણા દુષ્કૃત્ય કે પાપના પરિણામરૂપ છે, તેટલા જલદીથી આપણે આરોગ્ય અથવા તંદુરસ્તીના માર્ગની સમીપ આવેલા છીએ એમ જરૂર માનજો.

જે રોગનું આકર્ષણ કરે છે, તેને જ રોગ પ્રાપ્ત થાય છે. જેનું મન તથા શરીર રોગ ગ્રહણ કરવાને લાયક બને છે, તેના જ શરીરમાં રોગ દાખલ થઈ શકે છે; પણ જેમનું મજબૂત, શુદ્ધ અને પવિત્ર મનોબળ ચારે બાજુએ તંદુરસ્તીના અને બળના વિચારો ફેલાવે છે તેમના શરીરથી રોગ દૂર નાસે છે.

જો તમારા મનમાં ક્રોધ, ચિંતા, ઇર્ષ્યા, લોભ અથવા એવી કોઈ હલકા પ્રકારની વિચારશ્રેણી રમતી હોય અને તમે જો પૂર્ણ તંદુરસ્તીની આશા રાખતા હો, તો જરૂર તમે અશક્ય બાબતની આશા રાખો છો; કારણ કે તમે દરેક ક્ષણે તમારા વિચારોથી શરીરમાં રોગનાં બીજ વાવો છો. જેઓ ખરેખરા

ડાહ્યા છે તેઓ તો આવી મનની સ્થિતિનો સર્વથા ત્યાગ કરે છે; કારણ કે ખરાબ ગટરવાળા કે ચેપી રોગવાળા ઘરમાં વસવા કરતાં પણ આવી મનની સ્થિતિ વધારે હાનિકારક છે.

જો તમે સંપૂર્ણ શારિરીક રોગથી બચવા ઇચ્છતા હો અને પૂરેપૂરી તંદુરસ્તી મેળવવા માગતા હો, તો તમારા મનને બરાબર નિયમમાં લાવો અને તમારા વિચારોને પરસ્પર સંગત બનાવો; તમે પ્રસન્નતા અથવા પ્રેમના વિચારોને મનમાં દાખલ કરો અને તમારી રગેરગમાં શુભેચ્છાનો પ્રવાહ વહેવા દો; એટલે પછી તમને બિલકુલ દવાની જરૂર પડશે નહિ. તમારી ઈર્ષ્યા દૂર કરો, વહેમનો ત્યાગ કરો, ચિંતાને દેશવટો દો, ધિક્કારને તિલાંજલિ આપો, સ્વાર્થપરાયણતાને મનમાંથી ધક્કેલી કાઢો અને તેની સાથે જ તમારા શરીરમાં રહેલી અજીર્ણતા, પિત્તપ્રકૃતિ, દુર્બળતા, અંગભંગાદિ સકળ દુઃખ જડમૂળથી ચાલ્યાં જશે. જો તમે નિર્બળ અને અધમ બનાવનાર અશુભ માનસિક આદતોને વળગી રહો, તો પછી તમને માંદગી ભેટે તેવે વખતે 'હું માંદો છું' એમ બીજા આગળ તમારું દુઃખ રડતા નહિ. મનની ટેવ અને શારીરિક સ્થિતિને કેટલો બધો નિકટનો સંબંધ છે તે બરાબર સમજવું હોય તો નીચે જણાવેલી વાતો ધ્યાન દઈને વાંચો.

એક દરદી એક ભયંકર દરદથી પીડાતો હતો. વૈદ્યો, હકીમો અને ડોક્ટરો તેનું દરદ મટાડી શક્યા નહિ. કામણટૂમણ અને મંત્રજંત્રના પ્રોફેસરો તેનું દુઃખ ઓછું કરી શક્યા નહિ. છેવટે પવિત્ર કહેવાતા ઝરાઓ, નદીઓ અને કુંડોમાં સ્નાન કરવાથી પોતાનું તે ત્રાસદાયક દુઃખ નાબૂદ થશે એમ સમજી તે પણ કરી ચૂક્યો. પણ કશાથી તે દુઃખમુક્ત થયો નહિ. એક રાત્રિએ સ્વપ્નમાં તેને કોઈ સાધુ પુરુષ દેખાયો. તેણે કહ્યું: 'બંધુ ! શું તું બધા ઈલાજ કરી ચૂક્યો ?' દરદીએ કહ્યું: ' અફસોસ ! હું બધા

નિષ્ફળ ઇલાજ કરી ચૂક્યો છું?' તે સાધુ પુરુષ બોલ્યોઃ 'ડર નહિ, ચાલ મારી સાથે; હું તને એક કુંડ બતાવીશ, જેમાં સ્નાન કરતાંની સાથે જ તને આરામ થશે.' તે દરદી તે સાધુ પુરુષની પાછળ પાછળ ચાલ્યો અને એક સ્વચ્છ જલના કુંડ આગળ તેઓ બન્ને થોભ્યા. 'અચ્છા, ઝંપલાવ આમાં અને થઈ જા તન્દુરસ્ત!' એમ કહીને તે સાધુ પુરુષ અદૃશ્ય થઈ ગયો. તે દરદીએ તેમ કર્યું અને સ્નાન કરીને બહાર નીકળતાં જ તે તદ્દન નીરોગી બની ગયો! એ વખતે તેની આંખ તે કુંડ ઉપરના એક પાટિયા ઉપર પડી, તે પાટિયામાં 'ત્યાગ કર' એવા સોનેરી શબ્દો કોતરેલા હતા.

દરદી જાગી ઊઠ્યો, તે વખતે તેના મગજમાં આખું સ્વપ્ન રમી રહ્યું. તે સ્વપ્નના ઊંડા અર્થ ઉપર મનન કરતાં કરતાં તેને જણાઈ આવ્યું કે, 'આહાર-વિહારમાં અને દરેક બાબતમાં હું હદ ઓળંગું છું તેથી જ મારે દરદના ભોગ થવું પડ્યું છે. મારે માટે 'ત્યાગ કર' એ સોનેરી શબ્દો તદ્દન બંધબેસતા છે' અને તેણે એ જ પળથી સ્વપ્નની તે સોનેરી સલાહ અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો. તે જ પળથી ખાધાપીધામાં તે મિતાહારી થયો. શરીરની અને આત્માની શક્તિઓનો વ્યય કરવામાં પણ તે મિતવ્યયી થયો. અને આજ સુધી તે લોભ, ક્રોધ, કામ અને માનના ઉછાળામાં રમતો હતો, તેને બદલે તે હવે તે તે વિકારોનો બહિષ્કાર કરવા લાગ્યો. પરિણામે તેના મગજમાં તે શાન્તિ અનુભવવા લાગ્યો અને અંતરની એ શાન્ત સ્થિતિનો પડછાયો બહાર પડવાથી શરીર પણ શાન્ત-નીરોગી બન્યું.

ઘણા માણસો વિષયતૃપ્તિમાં શ્વાન તુલ્ય બની, ખાવાપીવામાં ગૃદ્ધ (લાલચુ) બની, ક્રોધાદિ આવેશોને સહજ સહજમાં તાબે થઈ, અસાધ્ય દરદો ઉત્પન્ન કરે છે અને પછી બૂમ પાડે છે કે

'અરેરે કામના બોજાથી અમે તો મરી ગયા!' અગર 'કર્મ-દેવના જુલમથી રિબાઈ મૂઆ!' આવા આત્મઘાતીઓ માટે પેલા દરદીના સ્વપ્નમાંના 'ત્યાગ કર' એ શબ્દ અમૂલ્ય સલાહ-રૂપ થઈ પડશે. માણસ પોતે જ પોતામાં દરદ ઉત્પન્ન કરે છે અને તે પોતે પોતાનું દરદ જેવો મટાડી શકે છે, તેવો બીજો કોઈ મટાડી શકે નહિ.

જો આપણે બરાબર તપાસીશું તો આપણા જાણવામાં આવશે કે, આ શરીરની નિર્બળતા એ શક્તિનો મૂર્ખાઈથી ઉપયોગ કરવાનું પરિણામ છે. જો તમે ખરી રીતે તંદુરસ્તી મેળવવા માગતા હો, તો નિશ્ચિતપણે કાર્ય કરતાં શીખો. ચિંતાતુર થવું અથવા ઉદ્વેગ ધરવો અથવા તો બિનજરૂરી પરચૂરણ બાબતો સંબંધમાં ઉચાટ કર્યા કરવો એ જ શારીરિક નિર્બળતાનું મુખ્ય કારણ છે. શારીરિક ને માનસિક દરેક કામ તંદુરસ્તી આપનારું અને ઉપયોગી છે. જે મનુષ્ય ચિંતાને-ઉદ્વેગને મનમાંથી દૂર કરી ખંતથી અને ધૈર્યથી કામ કરે છે અને કામ કરતી વખતે તે કામ સિવાયના બીજા બધા વિચારોને મનથી દૂર રાખે છે, તે મનુષ્ય ઉદ્વેગ અને ચિંતાથી કાર્ય કરનારા મનુષ્યો કરતાં વધારે સારું કામ કરે છે, એટલું જ નહિ પણ સારી તંદુરસ્તી પણ જાળવી શકે છે. ઉતાવળિયા અને ચિંતાતુર મનુષ્યને આ લાભ કદાપિ મળતો નથી.

જ્યાં આરોગ્ય છે, ત્યાં વિજય છે. વિચારના વાતાવરણમાં નહિ છુટાય તેવી રીતે તે બન્ને સંકળાયેલાં છે. જેવી રીતે મનની ઉત્તમતાથી શારીરિક તંદુરસ્તી ઉદ્ભવે છે, તેવી જ રીતે પોતાનાં ધારેલાં કાર્યો સિદ્ધ કરવામાં પણ ઉત્તમ અને સુવ્યવસ્થિત મનઃશક્તિ બહુ જ કામ લાગે છે. તમારા વિચારોને પ્રથમ વ્યવસ્થા-પૂર્વક ગોઠવતાં શીખો, એટલે જરૂર તમારો જીવનવ્યવહાર પણ

સુવ્યવસ્થિત થશે. જો તમે તમારા મનોવિકારો અને પક્ષપાતી વિચારોરૂપી જલના તરંગો ઉપર શાન્તિનું તેલ રેડતા રહો, તો દુઃખ અને દુર્ભાગ્યનું તોફાન ગમે તેવું ભારી હશે, તો પણ તે તોફાન તમારી જીવનનૌકાને ચકડોળે ચડાવવા કે નાશ કરવા સમર્થ થશે નહિ. જો તમારામાં આનંદ અને અડગ શ્રદ્ધા હશે અને આ સંસારરૂપી સમુદ્રમાં જો તમે તમારી જીવનનૌકા તે આનંદ અને શ્રદ્ધા સાથે ચલાવતા રહેશો, તો તમારો માર્ગ તદ્દન નિર્ભય રહેશે અને ઘણાંક દુઃખો તો તમે સહેલાઈથી દૂર કરશો. શ્રદ્ધાબળથી મોટી મહેનતનું દરેક કામ સિદ્ધ થાય છે. જો તમારા આત્મામાં તમને શ્રદ્ધા હોય, જો કુદરતના મહાન અને અચળ નિયમમાં તમને વિશ્વાસ હોય, જો તમારાં કાર્ય અને તે કરવાની તમારી શક્તિમાં તમને દૃઢ પ્રતીતિ હોય, તો એ એક એવી મજબૂત ટેકરી છે કે જેના ઉપર ઊભા રહેવાથી તમે તમારા કાર્યમાં ફતેહમંદ થશો અને આ જીવનના દારુણ યુદ્ધમાં બહુ સારી રીતે ટકી શકશો.

આ શ્રદ્ધા, વિશ્વાસ કે પ્રતીતિની ટૂંકમાં એટલી જ વ્યાખ્યા થઈ શકે છે કેઃ—

દરેક સ્થિતિમાં મનની ઉત્તમ ભાવનાઓ પ્રમાણે વર્તન રાખવું; આત્મા ઉપર સંપૂર્ણ ભરોસો રાખવો; આભ્યંતર અથવા અંતઃકરણ ઉપર પરિપૂર્ણ વિશ્વાસ રાખવો; નિશ્ચિંત અને નિર્ભય મનથી પોતાનું કાર્ય કર્યા કરવું; તમારા દરેક વિચાર અને કાર્યનું ભવિષ્યમાં તમને બરાબર ફળ મળશે જ, એવી અચળ માન્યતા રાખવી; કુદરતના કાયદા અચળ અને સનાતન છે, તેમાં કદાપિ ફેરફાર થઈ શકે નહિ અને જે વસ્તુ તમારી છે—તેની દરેક પાઈ પણ તમને મળશે એવું જ્ઞાન મેળવવું; આ સર્વ બાબતનો એક 'શ્રદ્ધા' શબ્દમાં સમાવેશ થાય છે.

આવી શ્રદ્ધાના બળથી દરેક પ્રકારના સંશય ટળી જાય છે, દુઃખરૂપી પર્વતો ઓળંગી જવાય છે અને શ્રદ્ધાળુ આત્મા નિર્ભય રીતે પોતાની ઉન્નતિ સાધ્યા કરે છે.

પ્રિય વાચક! દરેક વસ્તુ કરતાં અમૂલ્ય શ્રદ્ધા મેળવવા માટે તું વધારે પ્રયત્ન કરજે; કારણ કે આ શ્રદ્ધા સુખ, વિજય, શાન્તિ, સત્તા અને જેથી જીવન ઉચ્ચ થાય અને દુઃખ દૂર થઈ શકે તેવી દરેક ચીજ મેળવવાનું ઉત્તમ તાવીજ–માદળિયું છે. જો તમે આવી શ્રદ્ધા ઉપર તમારા વિજયનું મકાન બાંધશો તો ખરેખર તમે નિત્ય પદાર્થો વડે નિત્યતાના ખડક ઉપર પાયો નાખશો અને તમે જે મકાન ચણશો તે કદાપિ નાશ પામશે નહિ; કારણ કે સઘળો વૈભવ અને ધન જે અંતે તો નાશવંત છે, તે સર્વ કરતાં વધારે સ્થાયી અને અચળ વસ્તુ તમે પ્રાપ્ત કરી શકશો. તમે દુઃખની ખીણમાં પડેલા હો કે આનંદના પર્વત ઉપર મહાલતા હો, તોપણ આ શ્રદ્ધા ઉપરનો તમારો કાબૂ ખોતા નહિ. તમારું આશ્રયસ્થાન હોય તેવી રીતે આ શ્રદ્ધારૂપી ખડક ઉપર આરામ લેજો. તે અચળ અને નિત્ય પાયા ઉપર તમારા પગ સ્થિર રાખજો. જો તમારામાં આ શ્રદ્ધા અવિચળ હશે તો એથી એવું આધ્યાત્મિક બળ આવશે કે તેના વડે તમે તમારા તરફ ધસડાઈ આવતાં દુઃખનાં વાદળોના રમકડાની માફક ચૂરેચૂરા કરી શકશો; અને દુનિયાનાં મોજશોખના વિષયો મેળવવા પાછળ લાગેલા મનુષ્યો જાણી શકે વા કલ્પી શકે તેના કરતાં વધારે ઉચ્ચ વિજય તમે પ્રાપ્ત કરી શકશો. એક મહાન પુરુષે કહ્યું છે કેઃ–

'જો તમારામાં શ્રદ્ધા હશે અને શંકા નહિ હોય તો ઉપર જણાવેલું બધું તમે કરી શકશો; એટલું જ નહિ પણ જો તમે પર્વતને કહેશો કે અહીંથી ચાલ્યો જા અને દરિયામાં પડ, તો તે તેમ પણ થશે.'

આ જગતમાં દેહધારી જીવતાં મનુષ્યો અને સ્ત્રીઓ એવા પ્રકારના વસે છે કે જેમણે આ પ્રકારની શ્રદ્ધાનો સાક્ષાત્કાર કર્યો છે અને દિનપ્રતિદિન પોતાનો જીવનવ્યવહાર તેવી જ શ્રદ્ધાથી ચલાવે છે. તેમણે તે શ્રદ્ધાની બરાબર કસોટી કરીને કીર્તિ અને શાન્તિ પ્રાપ્ત કરી છે. તેમણે જ્યારે જ્યારે આજ્ઞા કરી છે ત્યારે ત્યારે દુઃખ, દિલગીરી, માનસિક ચિંતા અને શારીરિક વ્યાધિના પર્વતો તેમની નજર આગળથી ઊડીને વિસ્મૃતિના સમુદ્રને તળિયે ડૂબી ગયા છે.

જો તમારામાં આ શ્રદ્ધા પરિપૂર્ણ હશે, તો પછી તમારે ભવિષ્યમાં તમારા કાર્યને મળનાર વિજય કે પરાભવ સંબંધી દરકાર કરવી પડશે નહિ, છતાં તમે અવશ્ય વિજય પ્રાપ્ત કરી શકશો. તમારે તમારા કાર્યના પરિણામ સંબંધી જરા પણ ઉચાટ કરવો નહિ; પણ આનંદથી અને શાન્તિથી તમારું કામ કર્યા કરવું. કારણ કે સદ્વિચારો અને સત્પ્રયત્નોના પરિણામરૂપે તમને અવશ્ય શુભ ફળ મળશે, એવું જ્ઞાન તમને તે શ્રદ્ધાથી થશે.

આ લખનાર એક એવી સ્ત્રીને સારી રીતે ઓળખે છે, કે જે સ્ત્રી પોતાના દરેક કાર્યમાં ફતેહમંદ નીવડી છે. એક વખતે તેના એક મિત્રે તેને કહ્યું: ' તમે કેવાં ભાગ્યશાળી છો ! જેવી કોઈ વસ્તુની ઇચ્છા તમે કરો છો તેવી જ તે તમને મળી આવે છે.' બહારથી જોનારને તો એમ જ લાગે એવા સંજોગો દેખાતા હતા. પણ ખરી રીતે તો જે શુભ વસ્તુઓ તેને મળતી હતી તેનું ખરું કારણ તે સ્ત્રીની આનંદમય પ્રકૃતિ અને શુભ ભાવો હતા. એ પ્રકૃતિ અને એ ભાવોને તે દરેક ક્ષણે કેળવતી હતી અને પૂર્ણતાએ પહોંચાડતી હતી. કેવળ ઇચ્છા કરવાથી તો નિરાશા સિવાય બીજું કાંઈ મળતું નથી.

ઉત્તમ જીવન પસાર કરવું એ જ ઇચ્છિત વસ્તુ મેળવવાનું ઉત્તમ સાધન છે. મૂર્ખ માણસો ઇચ્છા કરે છે અને વસ્તુ મળતી નથી ત્યારે બડબડે છે; પણ સુજ્ઞ પુરુષો પ્રથમ કામ કરે છે અને તેનું ફળ મળતા સુધી રાહ જુએ છે. આ સ્ત્રીએ પણ કામ કર્યું હતું; અંદરથી તેમજ બહારથી કામ કર્યું હતું. પણ મુખ્યત્વે કરીને તેણે અંદરથી આત્મા અને મનને સુધારવાનો પ્રયાસ કર્યો હતો. **આત્માના અદૃશ્ય હાથ વતી તેણે શ્રદ્ધા, આશા, આનંદ, ભક્તિ અને પ્રેમરૂપી અમૂલ્ય હીરામાણેક વડે એક સુંદર મંદિર બનાવ્યું હતું; અને તે મંદિરનો પ્રકાશ ચારે બાજુએ આનંદનાં કિરણો ફેલાવતો હતો.** તેની આંખમાં આનંદ ઝળકી રહ્યો હતો; તેના ચહેરામાં તે પ્રકાશી રહ્યો હતો; તેના અવાજમાં તે વ્યાપી રહ્યો હતો; અને જે જે મનુષ્યો તે સ્ત્રીના સંબંધમાં આવતાં હતાં, તે સર્વને તે સર્વવ્યાપી આનંદની છાયાનો અનુભવ થતો હતો.

અને જેવું તે સ્ત્રીના સંબંધમાં બન્યું છે તેવું જ તમારા સંબંધમાં પણ બની શકે. તમારો વિજય કે તમારો પ્રભાવ–અરે! તમારું આખું જીવન તમારા પોતાના પર જ આધાર રાખે છે. તમારું ભવિષ્ય કેવું થશે, તેનો આધાર તમારા વિચારો કેવા પ્રકારના છે તેના પર રહેલો છે. જો તમે તમારી ચારે બાજુએ પ્રેમભર્યા, નિષ્કલંક અને સુખમય વિચારો ફેલાવશો તો તમારા હાથમાં સઘળી સારી વસ્તુઓ આવશે અને જ્યાં ત્યાં તમે શાંતિ અનુભવશો. તેને બદલે જો તમે તમારા હૃદયમાંથી દ્વેષયુક્ત, અપવિત્ર અને દુઃખમય વિચારોનો પ્રવાહ વહેવડાવશો તો તમે ચારે બાજુએ લોકોના શાપ સાંભળશો અને બેચેની તમારા મગજ ઉપર પોતાનું રાજ્ય ચલાવશે. તમારું નસીબ ગમે તેવું હો, પણ તેના બનાવનાર તમે પોતે જ છો; તમારું

ભવિષ્ય સુધરશે કે બગડશે તેનો મુખ્ય આધાર તમારા હૃદયમાંથી દરેક પળે નીકળતા સારા યા નરસા વિચારો જ છે. જો તમે તમારા હૃદયને વિશાળ, નિઃસ્વાર્થી અને પ્રેમાળ બનાવતા રહો તો કદાચ તમને ધન થોડું મળે તો પણ તમારો પ્રભાવ અને વિજય ખરેખર મહાન અને ચિરસ્થાયી થશે. તેને બદલે જો તમે સ્વાર્થના વિચારોમાં જ ગરકાવ થઈ જાઓ, તો કદાચ તમે કરોડાધિપતિ બનો તોપણ છેવટે તો તમારો પ્રભાવ અને વિજય બહુ જ નજીવો થશે.

જો આ બાબતની સત્યતા તમારા સમજવામાં બરાબર આવતી હોય, તો નિઃસ્વાર્થતાને તમારા હૃદયમાં ખીલવો. તેની સાથે શ્રદ્ધા, પવિત્રતા અને એકાગ્રતાને હૃદયમાં યોગ્ય સ્થાન આપો. આ રીતે તમે સંપૂર્ણ તંદુરસ્તીનાં બીજ રોપશો, એટલું જ નહિ પણ ચિરસ્થાયી વિજય અને અનંત સામર્થ્યનાં બીજ પણ તે સાથે જ રોપાશે.

તમારી હાલની સ્થિતિ તમને રુચતી ન હોય અને તમારે કરવાના કામમાં તમારું મન ચોંટતું ન હોય, તોપણ બરાબર કાળજીપૂર્વક તમારી દરેક ફરજ બજાવો અને તે સાથે મનમાં શ્રદ્ધા રાખો કે, સારી સ્થિતિ અને સારા સંજોગો તમને થોડા સમયમાં જરૂર મળશે.

નવા સ્ફુરી આવતા સંજોગોની રાહ હંમેશ જોતા રહો, એટલે જ્યારે જ્યારે યોગ્ય અવસર આવી પહોંચે અને નવો માર્ગ જણાઈ આવે ત્યારે ત્યારે તમે તે જલદીથી ગ્રહણ કરી શકો અને સાવધાનતાથી અને દીર્ઘદર્શીપણાથી તમે તે કામમાં તમારું મન રોકી પૂર્ણ વિજય મેળવી શકો.

તમારે ગમે તે કામ કરવાનું હોય, તોપણ તેમાં તમારા મનને એકાગ્ર કરો. તમારામાં જે મનોબળ હોય તે તેમાં વાપરો.

જો નાનાં કામો તમે નિર્દોષ રીતે કરી શકશો તો મોટાં કામો કરવાને તમે તમારી મેળે યોગ્ય થતા જશો. ધીમે ધીમે અને દૃઢતાથી ચડવાનો અભ્યાસ પાડશો તો જરૂર તમે પડશો નહિ.

અને ખરા સામર્થ્યનું રહસ્ય અહીં જ રહેલું છે. નિરંતર અભ્યાસ પાડીને તમારા મનોબળને એકત્ર કરતાં અને યોગ્ય સમયે એક જ બાબત ઉપર તેને વાપરતાં શીખો. મૂર્ખ મનુષ્યો પોતાની સંપૂર્ણ માનસિક વા આધ્યાત્મિક શક્તિઓ ઉદ્ધતાઈમાં, નકામાં ગપ્પાં મારવામાં કે સ્વાર્થી દલીલો કરવામાં વાપરે છે, એટલું જ નહિ પણ હદ બહાર વિષયસુખમાં રચ્યાપચ્યા રહી પોતાની શારીરિક શક્તિઓનો પણ નાશ કરે છે.

જો મહાન શક્તિ મેળવવાની તમારી ઈચ્છા જ થાય તો જાણજો કે, **મૌન, ગંભીરતા અને ધૈર્ય ધારણ કરવાની સૌ કરતાં વિશેષ જરૂર છે.**

એકલા અને અડગ ઊભા રહેવાનું તમારે શીખવું જોઈએ, સઘળું બળ સ્થિરતા પર—અડગપણા પર આધાર રાખે છે. પર્વત તરફ, મોટા ખડક તરફ કે ઓક નામના વૃક્ષ તરફ નજર કરો; અને તેમની એકાંત ભવ્યતા તેમજ અચળ દૃઢતાથી શક્તિ કેવી રીતે પ્રકટ થાય છે, તે તમારા સમજવામાં બરાબર આવશે. સરી જતી રેતી, વળી જતી ડાળી અને પવનથી હાલતાં બરુ તરફ નજર કરો; અને તમને તેમની નિર્બળતાનું કારણ સમજાઈ આવશે.

આ બધી ચીજો ચંચળ અને સહન કરવાની શક્તિ વગરની છે; અને જ્યારે તેમના જેવી જ બીજી વસ્તુઓથી તેઓ જુદી પડે છે, ત્યારે તેઓ નિરુપયોગી થઈ જાય છે. જે સમયે પોતાના સઘળા જાતિભાઈઓને વિકારો તથા લાગણીઓની અસર થાય છે, તે વખતે પણ જે શાંત અને અડગ રહી શકે છે, તે જ ખરો સામર્થ્યવાળો પુરુષ છે.

જે મનુષ્ય પોતાના પંડને વશ કરતાં અને કાબૂમાં રાખતાં શીખ્યો છે, તે જ પુરુષ બીજાને વશ રાખી શકે અથવા આજ્ઞા કરી શકે. જે લોકો અસ્થિર મનના છે, બીકણ છે, અવિચારી છે અને ચંચળ છે, તેવા પુરુષોએ તો બીજાની સોબતમાં રહેવું અથવા બીજાનો આશ્રય શોધવો; નહિતર તેઓ આધાર વગર અધમ દશામાં આવી પડશે.

પણ જેઓ શાંત છે, ભયરહિત છે અને વિચારશીલ છે, તેમને માટે જંગલ, ઉદ્યાન કે પર્વતના શિખરનું એકાંત સ્થાન ઉત્તમ છે. તે સ્થળો તેમની હાલની શક્તિમાં વિશેષ ઉમેરો કરશે. જે વિકારોરૂપી ચકરી કે ભમરીથી મનુષ્યજાતિનો મોટો ભાગ સંસારના દુઃખમય સમુદ્રમાં ગૂંચાઈ જાય છે, તે વિકારો પર જય મેળવી આ મનુષ્ય ફતેહમંદીથી પોતાના કાર્યમાં આગળ વધ્યા કરશે.

હલકી વાસનાઓ એ શક્તિ નથી; તે તો શક્તિનો દુરુપયોગ છે, અથવા તો શક્તિ વિખેરી નાખનાર સાધન છે. વાસનાઓ તો ભયંકર તોફાનરૂપ છે અને તે જુસ્સાથી તથા જોરથી ખડક સાથે અફળાય છે. પણ જે શક્તિ છે તે તો ખડક જેવી અચળ છે; અને સઘળાં તોફાનોમાં તે ખડક એકસરખી અડગતા રાખી શકે છે.

લ્યુથર નામનો મહાન ધર્મસુધારક જો વર્મ્સ નામના ગામમાં જાય તો ત્યાંથી તે સહીસલામત પાછો આવી શકે કે કેમ એ બાબત તેના મિત્રોને શંકા હતી. તેમણે લ્યુથરને સમજાવવા માંડ્યો, ત્યારે ખરી આત્મશક્તિ પ્રકટ કરતો તે ધર્મસુધારક બોલી ઊઠ્યો હતો કે, 'આપણા છાપરા પર જેટલાં નળિયાં છે, તેટલા જ રાક્ષસો જો તે ગામમાં વસતા હોય, તોપણ હું ત્યાં જવાનો.'

અને જે વખતે બેન્જામીન ડીઝરેલાઈ પ્રથમ પાર્લામેન્ટમાં

ભાષણ કરવા ઊઠયો ત્યારે તેનાથી બરાબર બોલી શકાયું નહિ તેથી આખી સભા ખડખડ હસી પડી. તે વખતે પોતાનું ધૈર્ય સાચવી તે બોલી ઊઠયો હતો કે, 'એક એવો પણ દિવસ આવશે કે જ્યારે મારું ભાષણ સાંભળવું તે તમે એક મોટા માનરૂપ સમજશો.' આ તેના તે સમયે બોલાયેલા શબ્દો તેની આત્મિક શક્તિમાં તેનો કેટલો સંપૂર્ણ વિશ્વાસ હતો તે સૂચવે છે.

એક યુવાન ગૃહસ્થ ઘણી વાર પોતાના કામમાં નિષ્ફળ નીવડતો હતો અને જ્યાં ત્યાં તે હાર ખાતો હતો. તેના અનેક મિત્રો તરફથી તેને સૂચવવામાં આવ્યું કે, હવે વધારે પ્રયત્ન કરવો મૂકી દે. ત્યારે તેણે જવાબ આપ્યોઃ 'મારું ભાગ્ય અને સંપત્તિ જોઈ તમે આશ્ચર્ય પામશો, એવો સમય ઘણો દૂર નથી.' આ શબ્દો બોલી તેણે સિદ્ધ કર્યું હતું કે તેના હૃદયમાં એવી અપૂર્વ અને અજિત શક્તિ છે કે જેના બળ વડે તે અનેક સંકટોને તરી ગયો છે અને વિજય મેળવવાને લાયક થયો છે.

જો તમારામાં આવું બળ—આવી શક્તિ ન હોય તો ફિકર નહિ; અભ્યાસ પાડશો તો તમે પણ તે શક્તિ મેળવી શકશો. અને જ્ઞાન મેળવવાનો આરંભ કરવો એ શક્તિ મેળવવાની શરૂઆત કરવા બરાબર છે. પ્રથમ તો જે હલકી અને નજીવી બાબતોના તમે ગુલામ બનેલા છો, તેના પર સ્વામીપણું પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો. નિષ્કારણ ખડખડાટ હસવું, કોઈની નિન્દા કરવી કે ગપ્પાં મારવાં અને બીજાને હસાવવાને ખાતર જ લોકોની ઠઠ્ઠા-મશ્કરી કરવી; આ બધી બાબતોનો પ્રથમ ત્યાગ કરો; કારણ કે તમારો ઘણો કીમતી વખત આવા નજીવા પ્રસંગોમાં ચાલ્યો જાય છે. આ કારણથી જ ઘણું ડહાપણ વાપરીને અને મનુષ્યસ્વભાવનો પૂર્ણ અનુભવ મેળવીને સેંટ પોલે ઇફીશિયન લોકોને નકામાં ગપ્પાં મારવાની અને હાંસી કરવાની વિરુદ્ધમાં સજ્જડ ઉપદેશ

આપ્યો હતો.

કારણ કે આવી બાબતોમાં સમય ગુમાવવો તે આત્મિક શક્તિ અને જીવનનો નાશ કરવા સમાન છે. આવી આવી નજીવી બાબતો પર પ્રથમ તમે જય મેળવશો, અર્થાત્ તેવી બાબતોને તમારા મન ઉપર જરા પણ અસર નહિ પાડવા દો, ત્યારે ખરી શક્તિ શું છે એનો ઝાંખો આભાસ તમને પ્રથમ જ થશે. પછી, વધારે બલિષ્ઠ વાસનાઓ અને વિકારો, જે તમારા આત્માને બંધનમાં રાખે છે અને તમારી ઉન્નતિને વિઘ્નરૂપ થાય છે, તેની સાથે તમે યુદ્ધ કરવાને સમર્થ થશો અને તમારે આગળ ક્યાં પગલાં ભરવાં એ (કહ્યા વિના પણ) સ્વયમેવ તમારા સમજવામાં આવશે.

બધી બાબતો કરતાં અગત્યનો મુદ્દો એ છે કે, એક જ ધારણા રાખો. એક જ યોગ્ય અને ઉચ્ચ ધારણા મન આગળ રાખો. તમારું સઘળું મનોબળ તે પાછળ રોકો. ગમે તેવા સંજોગોમાં આવી પડો, છતાં તમે તમારી નેમ મૂકી દેતા નહિ. સંસ્કૃતમાં કહેવત છે કે, '**संशयात्मा विनश्यति**' જેના મનમાં આ કામ કરવું કે પેલું કરવું એમ સંશય રહ્યા કરે છે અને જેનું મન દૃઢ નથી, તે મનુષ્ય નાશ પામે છે–અર્થાત્ પોતાના કામમાં વિજયવંત નીવડતો નથી.

**શીખવાને** તત્પર રહો, પણ **ભીખવાને** ઉતાવળા થતા નહિ,તમારું કામ બરાબર રીતે સમજો અને પછી તે તમારા સઘળા સામર્થ્યથી કરો. જેમ જેમ તમે તમારા અંતરાત્માના અવાજ પ્રમાણે–તમારા અંતઃકરણના હુકમ પ્રમાણે ચાલતા રહેશો, તેમ તેમ તમને વિજય પછી વિજય પ્રાપ્ત થયા જ કરશે, તમે ઉચ્ચ ને વધારે ઉચ્ચ સ્થાનો ધીમે ધીમે પ્રાપ્ત કરી શકશો અને તમારી વિશાળ દૃષ્ટિથી તમને આ જીવનનું સૌંદર્ય તથા હેતુ સ્વયમેવ સ્ફુરતાં થઈ જશે. તમારી જાતને પવિત્ર અને શુદ્ધ રાખવાથી તમે

જરૂર તંદુરસ્ત બનશો.

જો તમારામાં પોતાનામાં શ્રદ્ધા હશે, તો જરૂર તમારા કામમાં તમને વિજય મળશે. જો તમે તમારી જાતને કાબૂમાં રાખી શકશો, તો સઘળી સત્તા પોતાની મેળે આવી મળશે. તમને તમારા દરેક કાર્યમાં સિદ્ધિ મળશે. કારણ કે હવે તમે એક જુદી વ્યક્તિ તરીકે કામ કરતા નથી, તેમજ તમે તમારી જાતના દાસ નથી; પણ જગતના ભલાને વાસ્તે કાર્ય કરનારી શક્તિઓ સાથે એક થઈ તમે કાર્ય કરો છો; અને તેથી તમારું જીવન સાર્વજનિક લાભાર્થે વપરાય છે. તમને આ માર્ગે ચાલતાં જે તંદુરસ્તી મળશે તે સર્વદા તમારી પાસે જ રહેશે. તમને જે વિજય પ્રાપ્ત થશે, તે મનુષ્યોની ગણતરીની પેલી પારનો થશે અને કદાપિ અદૃશ્ય થશે નહિ. તમારી શક્તિ અને પ્રભાવ, જમાના પસાર થશે તેમ તેમ વધતા જશે. કારણ કે આ જગતને ધારણ કરનારાં જે નિત્ય તત્ત્વો છે, તેના તમે એક ભાગરૂપે બનેલા છો.

ત્યારે હવે તમે સમજ્યા હશો કે તંદુરસ્તીનું રહસ્ય પવિત્ર હૃદય અને સુવ્યવસ્થિત મન છે. વિજયનું રહસ્ય અડગ શ્રદ્ધા અને સારી રીતે યોજેલું કાર્ય છે; અને ઇચ્છારૂપી કાળી ઘોડીને પરિપૂર્ણ વિચારશક્તિથી વશ રાખવી એ પ્રભાવનું રહસ્ય છે.

## ૬ : પરમ સુખ અથવા આનંદ ક્યાં છે?

લોકો સુખ મેળવવાને બહુ આતુર જણાય છે; પણ એ આતુરતા જેટલી જ જગતમાં સુખની ખામી નજરે પડે છે! પૈસા મળવાથી પરમ અને સ્થાયી સુખ મળશે એવા વિચારથી ઘણા ગરીબ મનુષ્યો ધનનાં જ વલખાં માર્યા કરે છે. ઘણા ધનવાન મનુષ્યો જેમની દરેક ઇચ્છા કે વાસના પરિપૂર્ણ થયેલી છે, તેઓ હદ કરતાં વધારે ધન હોવાથી દુઃખ ભોગવે છે; અને પથારીમાં પડ્યા પડ્યા કહે છે કે, 'હાય! અમારાથી કાંઈ કામ બનતું નથી.' અને સુખ કે પ્રસન્નતાનો વિચાર કરીએ તો ઘણા ગરીબ મનુષ્યો કરતાં પણ આ બાબતમાં તેમની સ્થિતિ સારી નથી હોતી. આ બાબત ઉપર જો આપણે બારીક વિચાર કરીએ તો આપણે એવા મુદ્દા ઉપર આવીએ છીએ કે, સુખ બાહ્ય વસ્તુઓની પ્રાપ્તિ પર આધાર રાખતું નથી, તેમ દુઃખ તે વસ્તુઓના અભાવમાં રહેલું નથી.

જો આથી ઊલટું હોત તો સઘળા ગરીબો તદ્દન દુઃખી હોત અને સઘળા ધનવાન પુરુષો સુખમાં મહાલતા હોત. પણ જગત તરફ દૃષ્ટિ કરતાં ઘણી વાર આ કરતાં જુદો જ દેખાવ આપણે

જોઈએ છીએ. આ લખનારે દુઃખીમાં દુઃખી એવા પણ પુરુષો જોયા છે. તેઓ સર્વ ધનવૈભવવાળા હતા; ત્યારે જેમને તેણે સૌથી સુખી જોયા છે, તેઓ પોતાની આજીવિકા જેટલું ધન પણ મહામહેનતે પ્રાપ્ત કરતા હતા. ઘણા પુરુષો જેમણે પોતાની આખી જિંદગી ધન એકઠું કરવામાં જ પસાર કરી છે, તેઓ ખુલ્લી રીતે કબૂલ કરે છે કે ધન મેળવ્યા પછી સ્વાર્થને ખાતર જ તેનો ઉપયોગ કરવાથી આ જિંદગી કેવળ નીરસ બને છે અને જ્યારે તેઓ ગરીબ હતા ત્યારે તેઓ આ કરતાં વિશેષ સુખી હતા.

ત્યારે સુખ એ શું છે? તે કેવી રીતે મળી શકે? શું તે ફક્ત સ્વપ્ન છે કે ખોટી ભ્રમણારૂપ છે? અથવા તો દુઃખ શાશ્વત છે? બારીક તપાસ અને અવલોકન કર્યા પછી આપણે એવા નિશ્ચય પર આવીએ છીએ કે જેઓએ સદ્જ્ઞાનના માર્ગમાં પગ મૂક્યો છે તે સિવાયના બીજા બધા મનુષ્યો એમ માને છે કે આપણી ઇચ્છાઓ તૃપ્ત કરવામાં સુખ રહેલું છે. અજ્ઞાનથી ઉદ્ભવેલી અને સ્વાર્થી વિચારો તથા વાસનાઓથી બલિષ્ઠ બનેલી આવી માન્યતા એ જ આ જગતમાં દુઃખનું ખરું કારણ છે. 'ઇચ્છા' એ શબ્દ અત્રે 'હલકી વાસનાઓ'ના સંકુચિત પ્રદેશ સારુ વપરાયો નથી, પણ તેની સત્તા ઉચ્ચ પ્રદેશો ઉપર વર્તે છે. એ ઉચ્ચ પ્રદેશોમાં વધારે બલિષ્ઠ, વધારે શક્તિમાન અને વધારે નાશ કરે તેવી વાસનાઓ બુદ્ધિમાન અને સભ્ય કહેવાતા લોકો પર પોતાનું રાજ્ય ચલાવે છે અને આત્માની પવિત્રતા તથા સુંદરતા (જે સુખનું પરમ કારણ છે) તેનો નાશ કરે છે.

ઘણા લોકો એમ તો કબૂલ કરે છે કે આ જગતમાં દુઃખનું મૂળકારણ સ્વાર્થ છે, પણ તેની સાથે તેઓ એમ માનવાની ભૂલ કરે છે કે, આ દુઃખનું કારણ પોતાની નહિ પણ બીજાની સ્વાર્થદૃષ્ટિ છે. જ્યારે તમે હૃદયથી એમ કબૂલ કરશો કે તમારા

દુઃખનું ખરું કારણ તમારી પોતાની જ સ્વાર્થબુદ્ધિ છે, ત્યારે જરૂર તમે સ્વર્ગનાં દ્વારમાં પેસવાને લાયક બનશો.

પણ જ્યાં સુધી તમે એમ માનશો કે બીજાની સ્વાર્થી દૃષ્ટિ તમારા આનંદનો નાશ કરનારી છે, ત્યાં સુધી જાતે જ બાંધેલા કેદખાનામાં તમે તમારા આત્માને કેદી બનાવો છો.

સુખ એ પૂર્ણ સંતોષની આંતરદશા છે. આ સુખ આનંદરૂપ છે; અને તે આનંદમાં કોઈ પણ પ્રકારની 'ઇચ્છા' રહેતી નથી. ઇચ્છા તૃપ્ત થવાથી જે સંતોષ મળે છે, તે બહુ જ ટૂંકો અને માયાવી હોય છે અને તે જ ઇચ્છા તૃપ્ત કરવાની વધારે લાલસા હૃદયમાં જાગ્રત થાય છે. ઇચ્છા તે સમુદ્ર જેવી છે. જેમ સમુદ્ર આટલી બધી નદીઓ મળતાં છતાં ધરાતો નથી, તેમ ઇચ્છા અનેક પદાર્થો પ્રાપ્ત થવા છતાં કદાપિ તૃપ્ત થતી નથી. ઇચ્છા પોતાના સેવકો પાસેથી અધિક અધિક સેવાની આશા રાખે છે. જ્યાં સુધી શારીરિક કે માનસિક દુઃખ મનુષ્યને માથે ન આવી પડે ત્યાં સુધી તે ઇચ્છાઓને તૃપ્ત કરવામાં મચ્યો રહે છે. પછી તે દુઃખરૂપી અગ્નિમાં સપડાય છે અને તે અગ્નિ તેને કડવો અનુભવ આપી તે વાસનાઓના પાશમાંથી મુક્ત કરે છે અને પવિત્ર કરે છે.

ઇચ્છા એ નરકવાસીઓનો ધર્મ છે અને સઘળાં દુઃખો તેમાં સમાયેલાં છે. ઇચ્છાઓનો ત્યાગ કરવો એ સ્વર્ગનો સાક્ષાત્કાર કરવારૂપ છે; અને સ્વર્ગમાં સર્વ પ્રકારનો આનંદ નિઃસ્પૃહી મનુષ્યની રાહ જુએ છે. એક કવિ લખે છે કેઃ—

'મરણોત્તર સ્થિતિનું રહસ્ય મેળવવાને મેં મારા આત્માને અદૃશ્ય ભુવનોમાં મોકલ્યો. ધીમે ધીમે મારો આત્મા પાછો વળ્યો અને મારા કાનમાં શાન્તિથી બોલ્યોઃ 'હું મારી જાતે જ સ્વર્ગ તેમજ નરક છું.'

સ્વર્ગ અને નરક એ બે મનની સ્થિતિએ છે. સ્વાર્થમાં અને સ્વાર્થી તૃષ્ણાએ સંતોષવામાં રચ્યાપચ્યા રહો, એટલે જરૂર તમે નરકમાં ડુબશો. અહંપણાનો વિચાર દૂર કરી તદ્દન નિઃસ્વાર્થતા અને જિતેંદ્રિયપણું શીખો; એટલે તમે અહીં વસવા છતાં પણ સ્વર્ગીય આનંદ અનુભવશો. અહંતા આંધળી છે, અવિચારી છે, જ્ઞાનરહિત છે અને દુઃખના પરમ કારણભૂત છે. શુદ્ધ વિચારશક્તિ, નિષ્પક્ષપાતી નિર્ણય અને સદ્જ્ઞાન આ સર્વ બાબતોને દિવ્ય ચૈતન્ય સાથે સંબંધ છે. આ દિવ્ય ચૈતન્યનો જે પ્રમાણમાં તમે અનુભવ કરશો તે પ્રમાણમાં ખરું સુખ શું છે, એનો તમને ખ્યાલ આવશે.

જ્યાં સુધી તમે સ્વાર્થી વિચારથી પોતાની જાતને વાસ્તે સુખ યા સુખના પદાર્થો શોધશો ત્યાં સુધી ખરું સુખ તમારાથી દૂર નાસશે તેમજ દુઃખ અને દુર્ભાગ્યનાં બીજ રોપાશે. જેટલે અંશે બીજાનું ભલું કરવામાં—પરોપકારમાં અહંતાનો તમે ત્યાગ કરી શકો છો, તેટલે જ અંશે તમે સુખ મેળવવાને લાયક બનો છો અને આનંદના ભોક્તા થઈ શકો છો. એક કવિ કહે છે કેઃ—

'બીજા આપણને ચાહે તેથી નહિ પણ આપણે બીજાને ચાહીએ તેથી હૃદય આનંદિત થાય છે. દાન લેવામાં નહિ પણ દાન દેવામાં આપણી આંતરશોધનો અંત આવે છે.'

'તારે જે વસ્તુની ઇચ્છા કે જરૂર હોય તે વસ્તુ તું આપ; આથી તારા આત્માને ખરો ખોરાક મળશે અને તું ખરી રીતે જીવ્યો ગણાઈશ.'

સ્વાર્થનો વિચાર કરવાથી તમે દુઃખને આવકાર આપો છો; સ્વાર્થનો વિચાર છોડો એટલે તમે શાંતિને બોલાવો છો. સ્વાર્થનો વિચાર કરવાથી તમે સુખ ખૂઓ છો, એટલું જ નહિ પણ જેને આપણે સુખનું મૂળ માનીએ છીએ તે પણ જતું રહે છે.

જીભનો લોલુપ મનુષ્ય દિનપ્રતિદિન નવા નવા સ્વાદિષ્ટ ખોરાકોને સારુ તલસે છે અને મરી ગયેલી ભૂખને સજીવન કરવા જીભને રુચતા વિવિધ પદાર્થો ખાય છે, પણ થોડા દિવસમાં તો તેને અજીર્ણ થાય છે કે અનેક રોગ થાય છે. તેથી પ્રથમ તે જેટલું ખાઇ શકતો હતો, તેટલું ખાવાનું પણ તેને સુખ મળતું નથી. પણ જેણે પોતાની જિહ્વા-ઇંદ્રિયને વશ કરી છે અને જે જીભને સ્વાદિષ્ટ લાગતા પદાર્થોને શોધતો નથી, એટલું જ નહિ પણ તેનો વિચાર સરખો પણ કરતો નથી, તે સાદા ખોરાકમાં પણ પરમ સુખ માને છે. સ્વાર્થી મનુષ્યો ધારે છે કે ઇચ્છાઓની તૃપ્તિમાં સુખના દેવની આકૃતિ રહેલી છે; પણ જેવા તેઓ તે આકાર પકડવા જાય છે કે તરત જ તેમના હાથમાં દુઃખનું હાડપિંજર આવે છે! ધર્મશાસ્ત્ર સત્ય જ કહે છે કે, 'જે મનુષ્ય સ્વાર્થને લીધે પોતાના જ વિચારમાં મશગૂલ રહે છે, તેનું જીવન નિરર્થક જાય છે; પણ બીજાને લાભ કરવાનો આશય દૃષ્ટિ સમીપ રાખી જે પોતાની જાતને સર્વથા ભૂલી જાય છે, તે પરમાર્થ કરતાં ખરો સ્વાર્થ સાધે છે, અર્થાત્ તે પરમ આનંદનો ભોક્તા બને છે.'

જ્યારે તમે સ્વાર્થપરાયણતાથી કોઈ પણ વસ્તુની ઇચ્છા કરવાનું છોડી દેશો અને સ્વાર્થત્યાગવૃત્તિ ગ્રહણ કરશો, ત્યારે શાશ્વત સુખ મેળવવાને તમે લાયક બનશો. જે ક્ષણિક વસ્તુને તમે ચાહતા હો અને તમે વળગી રહો કે નહિ છતાં જે વસ્તુ એક દિવસ તમારા હાથમાંથી જવાની તો છે જ, તે વસ્તુનો સર્વથા ત્યાગ કરવા તમે ખુશી હો, તો તમને જણાશે કે, જે તમને હાનિકારક અને દુઃખરૂપ લાગતું હતું તે એક મોટા લાભરૂપ નીવડશે.

આપણને મળે તે સારુ આપવું. આના કરતાં વધારે મોટો ભ્રમ અથવા દુઃખનું કારણ આ જગતમાં બીજું એક પણ નથી. પણ વસ્તુનો ત્યાગ કરવાને અને દુઃખ સહન કરવાને તૈયાર રહેવું,

એ જ શાશ્વત જીવન અનુભવવાનો ઉત્તમ માર્ગ છે. જે વસ્તુઓ સ્વભાવથી ક્ષણિક છે, તે વસ્તુઓ ઉપર ચિત્ત લગાડવાથી સુખ મેળવવાની આશા શી રીતે રાખી શકાય? જે નિત્ય છે, સ્થાયી છે, તે વસ્તુનું મનન કરવાથી અથવા તે ઉપર આપણું ચિત્ત ચોંટાડવાથી જ પરમ અને શાશ્વત સુખ મેળવી શકાય. માટે ક્ષણિક વસ્તુઓ ઉપર રાગ ધરવાનું અને તેને ખારુ તલસવાનું છોડી દો, તો જરૂર તમે શાશ્વત વસ્તુનું જ્ઞાન મેળવી શકશો. જેમજેમ તમે સ્વાર્થનો ત્યાગ કરતા થશો અને પવિત્રતા, નિઃસ્વાર્થ અને મૈત્રીભાવના સદ્ગુણો ખીલવતા જશો, તેમતેમ તમે આત્મપ્રકાશ મેળવવા સમર્થ થશો અને તેની સાથે તમને એવો આનંદ મળશે કે જે આનંદ કદાપિ નાશ પામે નહિ.

જે હૃદય બીજા મનુષ્યો તરફના પ્રેમ ખાતર તદ્દન નિઃસ્વાર્થી બન્યું છે, તે ઉચ્ચમાં ઉચ્ચ સુખ મેળવવાને લાયક થયું છે, એટલું જ નહિ પણ તે હૃદયવાળો અમર બન્યો છે. કારણ કે તેવી વૃત્તિથી તેનો દિવ્ય સ્વભાવ પ્રકટ થાય છે. તમે અત્યાર સુધી કરેલાં કાર્યોનું બારીક અવલોકન કરશો, તો તમને જણાશે કે, જે પ્રસંગે તમે દયાનો કે સ્વાર્થરહિત પ્રેમનો એક શબ્દ બોલ્યા કે એક કાર્ય કર્યું, તે પ્રસંગ તમારી જિંદગીમાં ઉત્તમોત્તમ સુખનો હતો.

પુરુષો અને સ્ત્રીઓ ગાંડાની માફક અહીંતહીં સુખની શોધમાં રખડ્યા કરે છે; તે છતાં તેમને તે સુખ જડતું નથી. જ્યાં સુધી તેમને ખાતરી થાય કે સુખ તો તેમની અંદર જ રહેલું છે, તેમની આસપાસ ચારે બાજુએ જગતમાં વ્યાપી રહેલું છે અને ફક્ત તેમના સ્વાર્થી વિચારથી જ તે સુખનાં દ્વાર તેમને વાસ્તે બંધ થયેલાં છે—ત્યાં સુધી તેમને કદાપિ સુખ મળી શકશે નહિ.

આ સંબંધમાં કવિ ભલે પરમ સુખનું ખરું કારણ દર્શાવતો બહુ જ સુંદર રીતે જણાવે છે કેઃ—

'હું સુખની શોધમાં ઘરથી બહાર નીકળ્યો. ઊંચા વડના ઝાડ પાસે તેમજ લીલા દ્રાક્ષના વેલા પાસે થઈ પસાર થયો; પણ સુખ તો મારાથી દૂર ને દૂર ભાગતું જ જણાતું.

'હું તેની પાછળ પડ્યો. પર્વત અને ટેકરીઓ ઉપર, ખીડમાં અને ખેતરમાં, દરેક સ્થળે તેને શોધવા મેં ફર્યા કર્યું. ઝડપથી વહેતી નદીના પ્રવાહ સાથે અથવા તો જ્યાં ગરુડપક્ષી આનંદમાં મહાલે છે તેવા ખડકો ઉપર, દરિયા અને જમીન ઉપર મેં ચારે બાજુએ સુખની શોધમાં પ્રવાસ કર્યો. પણ હાય! અફસોસ! સુખ તો મારાથી દૂર જ રહ્યું.

'હું થાક્યો, કંટાળી ગયો, સુખની શોધ છોડી દીધી. એક ઝરાના કિનારા પર આરામ લેવાને બેઠો. તેવામાં એક મનુષ્યે આવી મારી પાસે ભોજન માગ્યું. બીજાએ આવી ભિક્ષા માગી. મેં તે ભૂખ્યા મનુષ્યને રોટલો આપ્યો અને તે બીજાને થોડા પૈસા આપ્યા. તેવામાં ત્રીજો એક મનુષ્ય દુઃખથી કંટાળી ગયેલો અને જગતની હાડમારીથી ત્રાસ પામેલો હોઈ મારી પાસે દિલસોજી મેળવવા આવ્યો અને એક ચોથો શાન્તિ શોધતો મારી પાસે આવી પહોંચ્યો. મેં મારી શક્તિ પ્રમાણે તન, મન અને ધનથી તેમને દિલસોજી અને શાન્તિ આપી. એટલામાં તો દિવ્ય આકૃતિ ધારણ કરી સુખની દેવી મારી સમક્ષ આવી ઊભી અને ધીમેથી મારા કાનમાં બોલીઃ 'આજથી હું તારી છું. તેં તારાં સુંદર કાર્યોથી મને વશ કરી લીધી છે!'

અંગત અને ક્ષણિક સુખનો ત્યાગ કરતાં શીખશો તો જરૂર તમે સ્થાયી અને સર્વવ્યાપી સુખ મેળવવા ભાગ્યશાળી બનશો. હલકી અને સ્વાર્થી અહંતાને લીધે તમે સઘળી વસ્તુઓ પોતાના લાભને સારુ ઇચ્છો છો.તમે તેનો ત્યાગ કરો; તો અત્યારે ને અત્યારે તમે દેવોના સોબતીઓ થશો અને આ જગતમાં

વસવા છતાં સર્વગત પ્રેમનો કાંઈક તમને અનુભવ થશે. બીજાઓનાં દુઃખ દૂર કરવામાં અને બીજાઓની તંગીઓ પૂરી પાડવામાં તમારા સ્વાર્થને ભૂલી જાઓ, તો સ્વર્ગીય સુખ તમને મળશે; અને તે તમને સઘળાં દુઃખ અને દિલગીરીથી મુક્ત કરશે.

'શુભ વિચારોરૂપી પ્રથમ પગથિયું ભરીને, શુભ વચનોરૂપી બીજું પગલું ભરીને અને શુભ કાર્યોરૂપી ત્રીજું પગલું ભરીને હું સ્વર્ગમાં દાખલ થયો.' એમ એક મહાત્માનું વચન યાદ આવવાથી હું તમને કહું છું કે, તમે પણ તે માર્ગે ચાલીને સ્વર્ગમાં દાખલ થઈ શકો. સ્વર્ગ એ દૂર નથી પણ પાસે છે. કેવળ નિઃસ્વાર્થી પુરુષો તેનો સાક્ષાત્કાર કરી શકે. જેઓ હૃદયથી પવિત્ર છે, તેઓ જ તેનો સંપૂર્ણ અનુભવ કરી શકે.

કદાપિ તમને આ નિઃસીમ સુખનો અનુભવ ન થયો હોય, તો તમારા હૃદય આગળ નિઃસ્વાર્થ પ્રેમની ઉચ્ચ ભાવના રાખવાથી અને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવાથી તમને તેનો સાક્ષાત્કાર થઈ શકે. આવા પ્રકારની આકાંક્ષા કે પ્રાર્થના એ ઉચ્ચ પદની અભિલાષા છે. તે જીવની, પોતાના દિવ્યસ્થાન (જ્યાં શાશ્વત સંતોષ વસે છે) પ્રતિ જવાની આ અભિલાષા છે. ઉચ્ચ અભિલાષા અથવા ભાવનાથી હલકી ઇચ્છાઓનું સ્વરૂપ ફરી જાય છે; તે ઇચ્છાઓ રક્ષણ કરનારી શક્તિઓરૂપે બદલાઈ જાય છે. ઉચ્ચ અભિલાષા કરવી એ હલકી વાસનાઓના પાશમાંથી મુક્ત થવાનો શ્રેષ્ઠ માર્ગ છે.

જેમ એક ઉડાઉ છોકરો દુઃખ અને એકાંતવાસનો કડવો અનુભવ મેળવી ડાહ્યો બની પોતાના પિતાને ઘેર પાછો વળે છે, તેમ આ જીવ પણ આ સંસારની અનેક ઉપાધિઓમાં વિવિધ પ્રકારનું દુઃખ અનુભવી અંતર્મુખ બને છે.

હલકી સ્વાર્થવૃત્તિ ઉપર તમે જેમ જેમ જય મેળવતા જાઓ

છો; જગતના પદાર્થો સાથે બાંધનારી સાંકળોને જેમ જેમ તમે તોડતાં જાઓ છો, તેમ તેમ તમને આપવાથી મળતા આનંદનો અનુભવ થતો જશે. કોઈ પણ વસ્તુ ગ્રહણ કરવા જતાં અનુભવાતા દુઃખને બદલે તમારી વસ્તુઓ, જ્ઞાન, પ્રેમ અને પ્રકાશ આપવાથી મળતો અપૂર્વ આનંદ તમે ભોગવી શકશો. તે વખતે તમને અનુભવ થશે કે લેવા કરતાં આપવામાં વધારે આનંદ રહેલો છે. પણ આ આપવાનું કામ નિઃસ્વાર્થ વૃત્તિથી ફળની આશા સિવાય કરવું જોઈએ. પવિત્ર પ્રેમથી આપેલી દક્ષિણા સાથે નિરંતર આનંદ માલૂમ પડે છે. તમે સઘળું આપો તે છતાં તમારો આભાર ન માનવામાં આવે અથવા તો તમારી ખુશામત ન કરવામાં આવે, અથવા તો વર્તમાનપત્રમાં તમારું નામ ન આવે, અથવા તો રાવબહાદુર કે ખાનબહાદુરનો ખિતાબ તમને ન મળે, તે વખતે જો તમારું દિલ દુભાય તો સમજજો કે તમે આપેલી દક્ષિણા ખરા પ્રેમનું નહિ પણ ખોટી મગરૂરીનું પરિણામ હતું અને તમે મેળવવાને વાસ્તે જ આપતા હતા. અથવા ખરું કહીએ તો તમે આપતા ન હતા પણ ગ્રહણ કરતા હતા. બીજાના કલ્યાણ અર્થે તમારા સ્વાર્થનું બલિદાન આપતાં શીખો. તમે જે જે કાર્ય કરો તેમાંથી અહંતાનો વિચાર દૂર રાખો. આ સર્વ પરમ સુખનું ઉત્તમ રહસ્ય છે. સ્વાર્થના વિચારો તમારા હૃદયમાં દાખલ ન થાય તે સારુ કાળજી રાખો અને અંતરથી–હૃદયથી આત્મભોગ આપવાનો ઉમદા પાઠ શીખો. આથી તમે સુખના ઉચ્ચમાં ઉચ્ચ શિખર પર પહોંચી શકશો અને વાદળરહિત આનંદના પ્રકાશમાં તમે રમશો તથા તમે અમરપણાનો તેજસ્વી પોશાક ધારણ કરશો.

## ૭: વૈભવનો અધિકારી કોણ?

જે હૃદયમાં પ્રમાણિકપણું, વિશ્વાસ, ઔદાર્ય અને પ્રેમ રહેલાં છે, તે હૃદયવાળો પુરુષ જ ખરી સમૃદ્ધિ–વૈભવ મેળવવાને અધિકારી છે. જે હૃદયમાં આવા ગુણો નથી તે હૃદય કદાપિ ખરા વૈભવનો અનુભવ કરી શકે નહિ; કારણ કે ખરા સુખની માફક ખરા વૈભવનો આધાર આંતર ગુણો પર રહેલો છે. લોભી મનુષ્ય કરોડાધિપતિ થાય તો પણ તે હમેશાં દિલગીર અને દુઃખી દેખાશે અને જ્યાં સુધી તેની પાસે જે ધન છે તેના કરતાં વધારે ધન જગતમાં એક જણ પાસે પણ હોય, ત્યાં સુધી તે પોતાને ગરીબ જ ગણશે.

પણ જે માણસ પ્રમાણિક, ખુલ્લા હૃદયનો અને પ્રેમાળ છે, તે મનુષ્ય પોતાની બાહ્ય સમૃદ્ધિ થોડી હોવા છતાં પણ અનંત વૈભવનો અનુભવ કરે છે. 'જે અસંતોષી છે, તે જ દુઃખી છે' 'પોતાની પાસે જે છે તેથી સંતોષ માને છે તે જ સુખી છે' અને 'પોતાની પાસે જે હોય તે જે ઉદાર હાથે ખર્ચે છે તે જ ખરો ધનવાન છે.'

આ જગતમાં ભૌતિક તેમજ આધ્યાત્મિક અનેક શુભ ચીજો ચારે બાજુએ આવી રહેલી છે. જ્યારે આપણે તે બાબતનો વિચાર કરીએ છીએ અને તેની સાથે થોડાક સુવર્ણના કડકા મેળવવાને અથવા તો થોડાક એકર જમીન પ્રાપ્ત કરવાને લોકો જે ગડમથલ અને ધમાલ કરે છે તે સરખાવીએ છીએ, ત્યારે બિચારા મનુષ્યો કેટલા બધા અજ્ઞાન છે તેનો આપણને કાંઈક ખ્યાલ આવી શકે છે. તે જ વખતે આપણને અનુભવ થાય છે કે, સ્વાર્થપરાયણતા એજ મોટામાં મોટો આત્મઘાત છે. કુદરત તરફ તમે દૃષ્ટિ કરો; તમે જોઈ શકશો કે કુદરત ખુલ્લા હાથે પોતાની બક્ષિસો ચારે બાજુએ આપે છે, તે છતાં કુદરતને કોઈ પણ પ્રકારની ખામી પડતી નથી. હવે મનુષ્ય તરફ નજર કરો. તમે જોશો કે તે સર્વ વસ્તુ મેળવવા જાય છે અને તે છતાં અંતમાં દરેક વસ્તુ ખોઈ બેસે છે. કુરસદે આ મુકાબલો હૃદયમાં ઉતારો. જો તમારે ખરી ઋદ્ધિ મેળવવાની ખાસ ઇચ્છા હોય તો પ્રથમ તો ઘણા મનુષ્યોએ માની લીધેલો ખોટો વિચાર દૂર કરવો જોઇએ કે, પરમાર્થ કરવાથી ઊલટું આપણને દુઃખ થશે. સ્પર્ધા અને હરીફાઈના તત્ત્વ પર શ્રદ્ધા ન રાખો; કારણ કે તે તત્ત્વથી 'છેવટે સત્ય વિજયી થશે' એ બાબતની તમારી શ્રદ્ધા ડગી જશે. લોકોનો આ સ્પર્ધા અથવા હરીફાઈના સંબંધમાં ગમે તેવો વિચાર ભલે હોય, પણ તે બાબતમાં તેમને શ્રદ્ધા તો નથી જ. પ્રેમ અને સદ્‌ગુણના સનાતન નિયમમાં સંપૂર્ણ વિશ્વાસ રાખો; કારણ કે આ નિયમ સઘળા હરીફાઈના કાયદાઓને અંતે હડસેલી મૂકશે અને હાલ પણ ધાર્મિક મનુષ્યોના જીવન અને હૃદયમાંથી સ્પર્ધાના કાયદાઓને તો ક્યારનોયે દેશવટો મળ્યો છે. જેને આવી અચળ શ્રદ્ધા હોય છે, તે માણસ અપ્રમાણિકપણું જોઈ પોતાની મનની શાન્તિમાં ભંગ થવા દેતો નથી; કારણ કે એ-

પ્રમાણિકપણાનો અંતે નાશ થવાનો છે, એમ તેઓ ચોક્કસ માને છે.

તમે ગમે તેવા સંજોગોમાં આવી પડ્યા હો, છતાં તે દરેક સંજોગમાં તમને જે ન્યાયયુક્ત અને ધર્મશીલ લાગે તે જ પ્રમાણે વર્તો અને 'નિયમ'માં શ્રદ્ધા રાખો. પછી જગતમાં વ્યાપી રહેલી દૈવી શક્તિમાં સંપૂર્ણ ભરોસો રાખો. તે તમને કદાપિ તજી દેશે નહિ. સર્વદા તમારું તે શક્તિથી રક્ષણ થશે. આવા વિશ્વાસથી સઘળા ગેરલાભ લાભના રૂપમાં ફેરવાઈ જશે અને સઘળી આપત્તિઓ આશીર્વાદરૂપ થશે. પ્રમાણિકપણું, ઉદારતા અને પ્રેમનો કદાપિ ત્યાગ કરતા નહિ; કારણ કે એ સદ્‌ગુણો સાથે જો તમારામાં ઉદ્યોગ હશે તો તમે જરૂર ખરી ઋદ્ધિના ભોક્તા થશો. 'પહેલો હું અને પછી બધું ગામ' એવી લોકોની ખોટા વિચારો ઉપર બંધાયેલી માન્યતાઓને માનતા નહિ; કારણ કે આ ઉક્તિને માન આપવાથી તમે કોઈ પણ મનુષ્યનું કલ્યાણ કરવાને બદલે તદ્દન એકલપેટા થશો.

આવા સાંકડા વિચારના મનુષ્યોને એવો સમય જિંદગીમાં આવી પહોંચે છે કે જ્યારે સઘળા તેમને તજી જાય છે અને જ્યારે તેઓ દુઃખમાં એકલા હોવાથી બૂમ પાડે છે, ત્યારે તેમની બૂમ કોઈ પણ સાંભળતું નથી અને તેમને કોઈ પણ મદદ કરતું નથી. સર્વને ભૂલી જઈ કેવળ પોતાની જાતનો જ વિચાર કરવાથી, દરેક પ્રકારના ઉચ્ચ અને ઉમદા ગુણોની ખિલવટ બંધ પડી જાય છે. જો તમારું મન વિશાળ હશે અને તમારું હૃદય બીજાઓને પ્રેમથી અને અંતઃકરણથી ભેટતું હશે, તો તમને અપૂર્વ અને મહાન આનંદ થશે અને તમને અનંત સમૃદ્ધિ નિઃસંશય મળશે.

જે લોકોએ ધર્મ યા પ્રેમના કાયદાનો ત્યાગ કર્યો છે, તેમને પોતાનો બચાવ કરવા સારુ 'હરીફાઈના કાયદા'ની જરૂર પડે છે, પણ જે લોકો ધર્મિષ્ઠ છે તેમને વાસ્તે આ કાયદાની ખિલ-

કુલ જરૂર નથી. આ બિનપાયાદાર કે ગેરવાજબી દલીલ નથી. હાલ પણ જગતમાં એવા પુરુષો વિદ્યમાન છે કે જેમણે પોતાના પ્રમાણિકપણા અને વિશ્વાસના બળથી હરીફાઇના કાયદાઓનો અનાદર કર્યો છે. તેવા પુરુષો હરીફાઇના પ્રસંગોમાં પણ પોતાનાં સત્ય નિયમોથી જરા પણ ડગ્યા સિવાય ધીમે ધીમે ઋદ્ધિ મેળવવા શક્તિમાન થયા છે; અને જે લોકોએ તેમના પરાભવ માટે યત્ન કર્યો છે, તે સર્વ તેમના તે કામમાં નિષ્ફળ નીવડેલા છે.

જે લોકોમાં આવા સદ્ગુણો છે, તેમને તે સદ્ગુણોરૂપી અમોઘ બખ્તર છે, જેના આગળ કોઈ પણ અશુભ તત્ત્વો ટકી શકતાં નથી. દુઃખના પ્રસંગમાં પણ આ સદ્ગુણો એવડા રક્ષણકર્તા નીવડે છે. જેનામાં આવા સદ્ગુણો વાસ કરે છે, તેઓ એક એવા પાયાપર વિજયની ઈમારત ચણે છે કે જે પાયો કદાપિ ડગે નહિ અને તેનાથી એવી ઋદ્ધિ મળે છે કે જે ઋદ્ધિ સર્વ કાળમાં એકસરખી રીતે ટકી રહે છે.

## ૮ : ધ્યાનની શક્તિ

આત્મિક ધ્યાન એ દૈવી માર્ગ છે. પૃથ્વી પરથી સ્વર્ગલોકમાં, અશુભમાંથી શુભમાં અને દુઃખમાંથી સુખમાં તથા અશાન્તિમાંથી શાન્તિ ભણી લઈ જનારી તે એક ગુપ્ત નિસરણી છે. દરેક મહાત્મા આ જ નિસરણીએ ચડ્યા છે. જેને આપણે હાલ પાપી અથવા અધર્મી માનીએ છીએ, તે દરેક માણસ વહેલો અથવા મોડો આ નિસરણી ઉપર જ્યાં સુધી પગ મૂકશે નહિ ત્યાં સુધી તે ઉન્નતિ મેળવી શકશે નહિ. જગતથી કંટાળેલો દરેક પંથી અથવા મુસાફર જેણે જગતને મિથ્યા માન્યું છે અને તે તરફથી પોતાની દૃષ્ટિને પોતાના પરમ પિતા તરફ વાળવા માંડી છે, તે સર્વ મુસાફરો આ સુવર્ણમાર્ગનો આશ્રય લે છે. એકાગ્રતા કે ધ્યાનની મદદ સિવાય પવિત્ર ભાવનાઓ, પવિત્ર શાન્તિ, અમર કીર્તિ અને આત્માનો શુદ્ધ આનંદ કદી ખીલી નીકળનાર નથી. હાલ આ સર્વ ઉચ્ચ ભાવનાઓ આપણાથી દૂર નાસતી ફરે છે; પણ ધ્યાનની મદદથી તે સર્વ આપણા વશમાં સત્વર આવી જાય છે. ધ્યાનની વ્યાખ્યા એક અંગ્રેજ તત્ત્વવેત્તા નીચે પ્રમાણે આપે છેઃ—

'કોઈ પણ વસ્તુ સંબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવવાના હેતુથી તે વસ્તુના વિચારમાં સંપૂર્ણ મગ્ન થઈ જવું તેનું નામ 'ધ્યાન' છે. જો કોઈ પણ વસ્તુ કે વિષય પર વારંવાર વિચાર કે ધ્યાન કરવામાં આવે તો તે સંબંધી માત્ર સમજ પડશે, એટલું જ નહિ પણ તમે તેના જેવા વધારે ને વધારે તદ્રૂપ થતા જશો—તમે તે વસ્તુરૂપ બની જશો. જો તમે નિરંતર સ્વાર્થીપણાના અને નીચપણાના વિચારમાં મગ્ન રહેશો, તો આખરે તમે સ્વાર્થી અને નીચ બનશો. જો તમે પવિત્રતા અને નિઃસ્વાર્થનું વારંવાર ધ્યાન કરતા રહેશો તો ખરેખર તમે પણ પવિત્ર અને નિઃસ્વાર્થી થતા જશો.'

શાન્તિના સમયમાં જ્યારે તમારો આત્મા અંતર્મુખ બને છે, ત્યારે તમે જે પ્રકારના વિચારોમાં સંપૂર્ણ ધ્યાનપૂર્વક મગ્ન રહો છો, તે વિચારો જો તમે મને જણાવો, તો હું કહી શકીશ કે તમે શાન્તિના કે દુઃખના સ્થાનમાં મુસાફરી કરો છો અથવા પવિત્રતામાં કે પશુપણામાં વૃદ્ધિ પામો છો.

જે મનુષ્ય એક વસ્તુ કે વિષય પરજ વિચાર કરી શકે છે, તે મનુષ્યના ગુણનું વલણ તે વિષયના ગુણ અનુસાર થાય છે. આટલા માટે ધ્યાનનો વિષય અધમ નહિ પણ ઉચ્ચ પ્રકારનો રાખવો જોઈએ. આ સાથે તમારા વિચારો પણ ઉત્તમ પ્રકારના રાખવા જોઈએ અને તેમાં સ્વાર્થનો જરા પણ અંશ ભળવા દેવો જોઈએ નહિ. આમ કરવાથી તમારું અંતઃકરણ નિર્મળ થશે અને પરમ તત્ત્વ તરફ તે આકર્ષાશે અને તમે ભુલાવારૂપ ખાઈઓમાં વધારે વાર પડવા પામશો નહિ.

આત્મિક જીવન અને જ્ઞાનની સર્વ ઉન્નતિના રહસ્ય સંબંધી ધ્યાન કરવા બાબતનું આ વિવેચન છે. દરેક પયગંબર, મહાત્મા, જીવન્મુક્ત અને જગદ્દુદ્ધારક આ ધ્યાનની શકિતથી જ ઉચ્ચ પદ પામ્યા છે. બુદ્ધે પરમ તત્ત્વ ઉપર એટલે સુધી ધ્યાન કર્યું કે તેના

મુખમાંથી 'હું તે પરમ તત્ત્વ છું' એવું વાક્ય બહાર પડ્યું. ઈસુખ્રિસ્ત પણ જ્યાં સુધી તેણે પોકારીને કહ્યું કે, 'હું અને મારો પિતા એકરૂપ છીએ' ત્યાં સુધી તે પવિત્ર જ્યોતિના ધ્યાનમાં મગ્ન જ રહ્યો. મહાવીરે ધ્યાનમાં મગ્ન થઈ એવું સિદ્ધ કર્યું કે, 'અપ્પા સો પરમપ્પા' અર્થાત્ આત્મા તે જ પરમાત્મા છે. અનેક જીવન્મુક્તોએ તેવા જ ઉદ્‌ગાર કાઢ્યા છે. મનસૂર નામના મુસલમાન ભક્તકવિએ ભક્તિના તાનમાં જાહેર કર્યું કે, 'અનલહક' અર્થાત્ 'હું તે ખુદા છું.' તેવી જ રીતે હિંદુ યોગીઓના મુખથી 'તત્ત્વમસિ'—'તું જ તે છે' એ વાક્યો નીકળેલાં છે.

પવિત્ર સત્ય તત્ત્વો પર કરેલું ધ્યાન એ જ પ્રાર્થનાનું જીવન છે. એ જ ધ્યાન આત્માને પરમાત્મા તરફ લઈ જનાર માર્ગ છે. ધ્યાન વગર કરેલી માત્ર અરજરૂપ પ્રાર્થના કે બંદગી ખાલી જીવ વગરના ખોખા સમાન છે; અને તેવી પ્રાર્થના મન અને હૃદયને પાપ અને દુઃખમાંથી મુક્ત કરી ઊંચે લઈ જઈ શકતી નથી. તમે જો દરરોજ જ્ઞાન, શાન્તિ અને ઊંચા પ્રકારની શુદ્ધતા અને પરમાત્મપદપ્રાપ્તિને માટે પ્રાર્થના કરતા હો અને છતાં આ સર્વ તમારી પ્રાર્થનાની વસ્તુઓ તમારાથી દૂર હોય, તો તેનો અર્થ એ જ છે કે તમે એક બાબત સારુ તમારા હૃદયમાં પ્રાર્થના કરો છો, પણ તમારું વર્તન તમે બીજા માર્ગે દોરવો છો. તમે આવા પ્રકારના દ્વયુપણાનો ત્યાગ કરો; સ્વાર્થીપણાના બંધનમાં વળગી રહેલા ને પરમ સત્યો માટેની તમારી પ્રાર્થનામાં વિઘ્નકર્તા એવા તમારા મનને તમે ત્યાંથી પાછું ખેંચી લો; જે ચીજ મેળવવાને તમે પોતાને લાયક ન ગણતા હો તે ચીજ મળવાની પ્રાર્થના તમે ન કરો; અને તમે સત્ય માર્ગનો જ વિચાર કરો તેમજ તે માર્ગે વર્તતા રહો; તો તમે પણ દિનપ્રતિદિન ઉન્નતિક્રમમાં આગળ વધ્યા જશો અને આખરે તમે

પરમાત્માની સાથે એકતા પ્રાપ્ત કરી શકશો.

જે માણસ સાંસારિક લાભ મેળવવા ઇચ્છે છે, તેણે પણ ખંતથી તે પાછળ મંડયા રહેવું પડે છે. જો તે માણસ બે હાથ જોડીને બેસી રહે, માત્ર પ્રાર્થના જ કર્યા કરે અને તે મેળવવાને કાંઈ પણ પ્રયાસ ન આદરે, તો ખરેખર તે માણસને આપણે મૂર્ખ જ કહીએ છીએ. પ્રયત્ન વિના તમને સ્વર્ગીય સુખ આપોઆપ આવી મળશે, એવો સ્વપ્ને પણ ખ્યાલ લાવતા નહિ. સત્યના માર્ગે જ્યારે તમે દૃઢતાથી ચાલવાનો આરંભ કરશો ત્યારે તમે જીવનનાં સત્યો જાણવાને અધિકારી થશો. અને જ્યારે તમે ધીરજથી અને ખળભળ્યા વિનાં પ્રયત્ન કરીને આધ્યાત્મિક પ્રસાદ મેળવવાની લાયકાત પુરવાર કરશો, ત્યારે તે તમને મળ્યા વગર રહેશે જ નહિ.

જો તમે ખરેખર સત્યને જ શોધતા હો અને તમારી તૃષ્ણાને સંતોષવા માગતા ન હો, જો તમે સત્યને દુનિયાનાં સુખો અને લાભો કરતાં વધારે ઉત્તમ માનતા હો અને સુખ કરતાં પણ જો તમે સત્યને વધારે ચાહતા હો, તો તો તે મેળવવા તમે ખુશીથી પ્રયત્ન કરશો જ.

જો તમે પાપ અને શોકથી મુક્ત થવા ઇચ્છતા હો, તો જે નિષ્કલંક પવિત્રતાને સારુ તમે આંસુ પાડો છો અને પ્રાર્થના કરો છો, તે પવિત્રતાનો આસ્વાદ લેવા તમારી જિજ્ઞાસા હોય, જો તમારે જ્ઞાન અને અનુભવ મેળવવો હોય અને શાંતિને સ્થળે જવું હોય, તો તો ધ્યાનના માર્ગમાં અત્યારે ને અત્યારે દાખલ થાઓ અને તમારા ધ્યાનનો ઉચ્ચમાં ઉચ્ચ હેતુ સત્યને જ ગણો.

મનસ્વી કોરા કલ્પનાઓ અને ધ્યાનમાં શો તફાવત છે, તે આ વિષયના આરંભમાં જ જણાવવાની જરૂર છે. ધ્યાન એ કાંઈ સ્વપ્નનો ખ્યાલ કે અવ્યાવહારિક બાબત નથી. તે સત્ય શોધ-

વાનો ઉત્તમોત્તમ માર્ગ છે અને જ્યાં સુધી-સંપૂર્ણ સત્ય માલૂમ ન પડે ત્યાં સુધી તે માર્ગ અટકતો નથી. જો આ રીતે તમે સત્યના ઉપાસક થશો તો તમે મતાંધતામાં ખેંચાઈ જશો નહિ, પણ મમત્વભાવ ભૂલી જઈ કેવળ સત્યના શોધક જ થશો. આથી કરીને તમારી આસપાસ એકઠી થવા માંડેલી અને તમે પ્રથમથી પોષેલી ભૂલો એક પછી એક દૂર નાસતી જશે. છેવટે ધીરજથી તે જ માર્ગે કામ કરતાં તમારી સર્વ ભૂલો અદૃશ્ય થશે અને તમે સત્યનો સંપૂર્ણ પ્રકાશ મેળવવાને અધિકારી બનશો. કવિ બ્રાઉનિંગ લખે છે કેઃ—

'આપણુ સર્વમાં એક અંતર્ગત મધ્યબિન્દુ છે, જ્યાં સંપૂર્ણ સત્ય પ્રકાશી રહેલું છે. તેની આસપાસ એક પછી એક માયાનાં પડ આવેલાં છે. તે પડને લીધે તે સત્યનો પ્રકાશ બહાર બરાબર પડી શકતો નથી. તેને ઇન્દ્રિયો અને શરીર પૂર્ણપણે પ્રકાશ પામવા દેતાં નથી અને તેથી સર્વ ભૂલો થવા પામે છે. હવે તે ભૂલ દૂર કરવાને બહારથી પ્રકાશને આણવાનો નથી, પણ જે પ્રકાશ આપણી અંદર રહેલો છે, તે પ્રકાશને આવરણ કરનારાં કારણો દૂર કરવામાં જ ખરો પુરુષાર્થ સમાયેલો છે. તે પુરુષાર્થ જો કરવા માંડો તો આપણો જીવનઉદ્દેશ સફળ થાય.'

ધ્યાનને માટે દિવસનો ચોક્કસ ભાગ મુકરર કરવો અને તે સમયને પોતાના હેતુ માટે પવિત્ર ગણવો. પ્રાતઃકાળનો સમય આખા દિવસમાં ઉત્તમ સમય છે, કેમકે ત્યારે કુદરતમાં સર્વ સ્થળે શાન્તિ ફેલાયેલી હોય છે. કુદરતની સ્થિતિઓ તે વખતે વધારે સહાયક થાય છે. તૃષ્ણાઓ અને લાગણીઓ આગલી રાત્રિની ગાઢ ઊંઘ પછી તાબે થઈ શકે છે. આગલા દિવસની ચળવિચળતા અને થાક નાશ પામ્યાં હોય છે અને મનની શાંતતા હોવાથી આધ્યાત્મિક શિક્ષણને ગ્રહણ કરવા યોગ્ય હોય છે. ખરેખરી રીતે

આ સમયે જે પ્રથમ પ્રયત્ન તમારે કરવાનો છે તે એ જ છે કે, તમારી સુસ્તી અને આળસને દૂર કરવી. તેના પર જો અલક્ષ આપવામાં આવશે તો આગળ પગલું કદી ભરી શકાવાનું જ નથી. કારણ કે આત્માની માગણીઓ આજ્ઞાવાચક છે.

આધ્યાત્મિક જાગૃતિ એ જ માનસિક અને શારીરિક જાગૃતિ છે. સુસ્ત અને વિષયભોગવિલાસીઓને કદી પણ સત્‌નું ભાન કે જ્ઞાન હોતું જ નથી. જે તંદુરસ્ત અને આરોગ્યવાળા પુરુષો આ પ્રાતઃકાળના શાંત સમયને ગાઢ નિદ્રામાં કે ભોગવિલાસમાં ગુમાવે છે, તેઓ સ્વર્ગની નિસરણીએ ચડવાને કેવળ નાલાયક છે. જેનું સ્વચૈતન્ય ઉચ્ચ સ્થાનના અનુભવ મેળવવા માટે જાગૃત થયું છે અને જેણે અજ્ઞાનરૂપી અંધકારને તોડવા માટે શરૂઆત કરી છે, તે તો તારામંડળ દેખાતું બંધ થાય તેની પૂર્વે જાગ્રત થઈ જાય છે અને પોતાના અંતરઆત્મા સાથે આ અંધકારમાં મજબૂતીથી બાથ ભીડે છે અને પવિત્ર મહાન ઇચ્છાથી તે પરમ તત્ત્વનો પૂર્ણ પ્રકાશ જોવાને મથન કરે છે. તે વખતે અજાગ્રત દુનિયા, તો સ્વપ્નાવસ્થાની ઘોર નિદ્રામાં પડી રહેલી હોય છે।

**મહાન પુરુષો જે ઊંચે માર્ગે ચડયા છે અને ટકી રહ્યા છે તે કંઈ એક ફલંગ કે કૂદકો મારીને ચડયા નથી, પરંતુ જ્યારે તેમના સાથીઓ ઘોર નિદ્રાવસ્થાને અધીન થઈ પડેલા હતા ત્યારે તેઓ ઉચ્ચ માર્ગ તરફ ચડવાને (રાત્રીને વખતે પણ) પોતાનો પંથ કાપતા રહ્યા હતા.**

એવો કોઈ પણ મહાત્મા, પવિત્ર પુરુષ કે સત્યનો ઉપદેશક થયો નથી કે જે વહેલો–પ્રાતઃકાળમાં ઊઠ્યા વગર રહ્યો હોય. ઇસુખ્રિસ્ત હંમેશ પ્રાતઃકાળમાં ઊઠી શાંત એકાંતમય પર્વત પર પવિત્ર ઐક્ય સાધવામાં રોકાતા હતા. બુદ્ધ સૂર્યોદય પહેલાં એક કલાક આગળ ઊઠી ધ્યાનમાં મશગૂલ રહેતો અને પોતાના સઘળા

શિષ્યમંડળને પણ એ જ પ્રમાણે વર્તન રાખવાની આજ્ઞા કે દિક્ષા આપતા હતા.

પ્રાતઃકાળના આવા ઉત્તમ સમયમાં જો કદાચ તમારે તમારા સંસારવ્યવહારનાં બંધનરૂપ કાર્યો બજાવવાની ફરજો માથે આવી પડી હોય અને આ પ્રમાણે તમારા ધ્યાન માટેના સાધનમાં તેનો અંતરાય આવી પડતો હોય, તો તમારે રાત્રિનો એક કલાક ગાળવા પ્રયત્ન કરવો. તેમજ આખા દિવસનાં તમારાં વ્યાવહારિક કાર્યોની ખટપટ અને મહેનતમજૂરીને લીધે તે પણ જો તમારાથી બનવું અશક્ય થઈ પડતું હોય, તો તેથી પણ નાહિંમત કે નાસીપાસ ન થવું. તમારાં કાર્યોના સમયમાં વચ્ચે વચ્ચે તમને જે અવકાશ મળતો રહે તે સમયે તમારે તમારા સંકલ્પો—વિચારોને પવિત્ર એકાગ્રતા તરફ જ વાળવાનું વલણ રાખવું. એટલે કરીને જે ટૂંક સમય તમોને મળે છે તે નકામો ન જતાં સદુપયોગમાં ગળાશે. આ પ્રમાણેનું વર્તન કે વલણ રાખવાથી તમને એક બાજુ ટેવ અને કાર્યોમાં ગૂંથાવાની અને બીજી બાજુ તમારી એકાગ્રતાના લક્ષની દઢતા કરવાની સ્વતંત્ર ટેવ પડતી જશે.

જેકબ બોહીમ નામનો માણસ જોડા સીવવાના સમયમાં પવિત્ર વસ્તુઓ પર જ લક્ષ રાખતાં રાખતાં 'મહાત્મા'નો દરજ્જો સંપાદન કરી શક્યો હતો. દરેક જીવનમાં વિચાર કરવાનો તો અવકાશ છે, છે ને છે જ. અતિ કામદાર અને ઘણા જ મહેનતુ માણસ પણ આવા સમયમાંથી ઉચ્ચ ભાવના અને એકાગ્રતાથી કદી બાતલ થતા નથી.

આધ્યાત્મિક ધ્યાન અને સ્વાનુભવ એ બે જુદા પદાર્થ નથી; તેટલા માટે પોતે પોતાના જ સ્વરૂપનું ધ્યાન કરવાનું શરૂ કરવું, એટલે કે પોતાને જાણવા—ઓળખવાનો પ્રયત્ન કરવો. તેમાં યાદ રાખવું કે હેતુ માત્ર સતને જાણવા માટે, ભૂલચૂકો દૂર કરવાનો

રાખવો. પોતાના અંતરમાં હેતુઓ; વિચારો અને કર્મ સંબંધી સવાલ કરવો અને તે સર્વને પોતાના મનની કલ્પનાઓ સાથે સરખાવતા જવું. તે પર શાંત અને નિષ્પક્ષપાતપણે પ્રયત્નવાન રહેવું. આવા પ્રકારે હંમેશ ચાલુ વર્તન રાખવાથી તમારી માનસિક અને આધ્યાત્મિક સમતોલતામાં વધારો થશે. આ વગર મનુષ્યો સંસારસમુદ્રમાં મદદ વગરનાં તણખલાં સમાન છે. જો તમારામાં ધિક્કાર કે આવેશની લાગણી પ્રકટી આવે તો તમે માયાળુપણા અને ક્ષમાના ગુણો ઉપર એકાગ્રતા કરો; કે જેથી કરીને તમારી મૂર્ખ અને કઠોર વર્તણૂક ઉપર તમે તીક્ષ્ણતાની નજરથી જોવાને હંમેશ જાગ્રત રહેશો. તેથી તમે પ્રેમ, દયા અને ક્ષમાના સાગરમાં વસવાની શરૂઆત કરશો. જેમજેમ નીચ વૃત્તિઓને ઉચ્ચ લાગણીઓથી તાબે કરતા જશો, તેમતેમ ધીમેધીમે તમારી હૃદયરૂપી ગુફામાં તે પવિત્ર પ્રેમના નિયમ સંબંધી જ્ઞાનના અંકુરોનો પ્રકાશ છૂપી રીતે પડતો જશે અને જીવન અને ચારિત્ર્યની મુશ્કેલીઓના પડદાની સર્વ સમજ તમને ખુલ્લી પડતી જશે. આવા જ્ઞાનનો સદુપયોગ તમે તમારા કાયિક, વાચિક અને માનસિક કર્મને લાગુ પાડતા જશો, તો તમારી ઉન્નતિ વધારે થતી જશે અને તમે વધારે ને વધારે માયાળુ, વધારે ને વધારે પ્રેમી અને વધારે ને વધારે પવિત્ર બનતા જશો. દરેક ભૂલ, દરેક તૃષ્ણા અને દરેક માનસિક નબળાઇ આ પ્રમાણે ધ્યાનની શક્તિથી તાબે કરી શકાય છે; અને જેમજેમ દરેક પાપ અને દરેક ભૂલ બહાર નીકળતી જાય છે તેમતેમ પંથી જીવાત્મા પર સત્નો પ્રકાશ સ્વચ્છ અને ખુલ્લો પ્રકાશી રહે છે.

આ પ્રમાણે ધ્યાનની સહાયથી તમે તમારી આસપાસ સ્વાર્થીપણારૂપી શત્રુ સામે બચાવરૂપી કોટ બાંધતા જશો અને સત્ના અનાશવંત પવિત્રપણામાં તમે વાસો કરતા રહેશો. ધ્યાનના મહા-

વરાનું સીધું ફળ એ મળશે કે શાંત આધ્યાત્મિક બળનો વધારો થઈ જીવનની લડાઈમાં તમોને ઊભા રહેવાને અને ટકાવ કરવાને સ્થાન મળશે. પવિત્ર વિચારોની શક્તિ મહાન છે અને શાંત ધ્યાનના સમયે જે બળ અને જે જ્ઞાન સંપાદન કર્યાં હોય છે, તેથી કરીને જીવાત્માઓ લડાઈ, ખટપટ, દુઃખ અને ઉશ્કેરણીના સમયમાંથી બચવાને સ્મરણશક્તિથી ભરપૂર થાય છે. જેમજેમ ધ્યાનની શક્તિથી તમારા જ્ઞાનની ઉન્નતિ થતી જાય છે, તેમતેમ તમે તમારી વધારે ને વધારે સ્વાર્થી તૃષ્ણાઓને (કે જે ચલિત છે અને દુઃખ તથા શોકને ઉત્પન્ન કરે છે) ત્યાગ કરતા જશો. તેથી કરીને તમે અધિક મક્કમપણું અને અચલિત તત્ત્વો પર સ્થિર ઊભા રહેશો અને સ્વર્ગની શાન્તિ અનુભવશો.

ધ્યાનનું ફળ એ મળે છે કે, તેથી અનંત તત્ત્વોનું જ્ઞાન સંપાદન થાય છે.. ધ્યાનની શક્તિથી, તત્ત્વો પર આસ્થા રાખવાથી અને તેના ઉપર નિર્ભયપણે સ્થિત થવાથી કૌશલ્ય વધે છે અને અનંત સાથે એકરૂપ થવાય છે.

તમે હાલમાં જે નીતિમય ભૂમિકા પર છો તેથી આગળ તમે તમારું ધ્યાન વધારો. યાદ રાખવું કે તમારે તો તમારા સતનું ભાન અસ્થિરપણે વધારવાનુ છે. જો તમે ધર્મચુસ્ત જૈન હો તો તમારે શ્રી મહાવીરના પવિત્ર અને ડાઘ વગરના ચારિત્ર્ય પર જ એકાગ્રતા કરવી અને તેના દરેક નિયમને તમારા આંતરજીવનમાં ઘટાવી બહારની વર્તણુક પર લાગુ પાડતા રહેવું; એથી કરીને તમે તેની શુદ્ધતાની વધારે ને વધારે નજદીકમાં આવતા જશો. કેટલાક ધર્માગ્રહીઓ સત્ તરફ અલક્ષ આપે છે અને પોતાના ગુરુ કે સાંપ્રદાયિકોએ બાંધી આપેલા નિયમોને જ વળગી રહે છે અને બહારની પ્રાર્થના વડે જ સંતોષ માને છે તેમજ પોતાની જ મર્યાદામાં વર્તે છે. તેથી કરી તેઓ પાપ અને દુઃખરૂપી

સાગરમાં વારંવાર ભટક્યા કરે છે; તમે તેમ કરશો નહિ. તેવા પક્ષપાતી ઈશ્વરોપદેશથી, પંથોથી અને સત્ય જીવન વગરની તેવી ક્રિયાઓથી આગળ વધવામાં તમને ધ્યાનની શક્તિ બહુ કામ લાગશે. આ પ્રમાણે જ્ઞાનરૂપી ઉચ્ચ માર્ગમાં સત્ પર દૃઢ મનથી ચાલતાં સત્નું ભાન થવામાં કદી પણ અટકાવ થશે નહિ.

આતુરતાપૂર્વક અને દૃઢ આગ્રહપૂર્વક નિત્ય ધ્યાનનો અભ્યાસ કરવાથી સત્યનું ભાન થાય છે અને સતના શબ્દનો પંથી જ સતનાં શાસ્ત્રોને જાણે છે.

ગૌતમ બુદ્ધે પોતાના શિષ્યમંડળને પાંચ મહાન પ્રકારનો ધ્યાન કરવાનો જે ખાસ ઉપદેશ આપ્યો હતો તે નીચે પ્રમાણે છેઃ

( ૧ ) **પ્રેમભાવનાઃ**–જેમાં અંતઃકરણપૂર્વક પ્રાણીમાત્રના ભલાની અને આબાદીની ઈચ્છા રાખવી. એટલું જ નહિ પણ દુશ્મનોને માટે પણ સુખની ભાવના રાખવી.

( ૨ ) **દયાઃ**–જેમાં પ્રાણી માત્રનાં દુઃખોનો વિચાર કરી પોતાના સંકલ્પોમાં તેમના શોક અને આશાઓનું ચિત્ર આલેખી, તે તરફ કરુણારૂપી દયાભાવ જાગ્રત કરવો.

( ૩ ) **આનંદઃ**–જેમાં પરસુખમાં પોતાનું સુખ અનુભવવું.

( ૪ ) **સ્વચ્છતાઃ**–જેમાં અનાચાર અને અનીતિનાં દુઃખદાયક પરિણામ અને તેથી ઉત્પન્ન થતાં પાપો અને દુઃખો, તથા પાપથી મળતાં સુખનું ક્ષણભંગુરપણું એ વગેરે વિચારવું અને તેથી ઊલટું માનસિક સ્વચ્છતાનો વિચાર કરવો.

( ૫ ) **શાન્તિઃ**–જેમાં સ્વાર્થી પ્રેમ અને ધિક્કાર, ઘાતકીપણું અને જુલમ, આબાદી અને નિર્ધનતા–એ સર્વની પેલી બાજુ જવાનો વિચાર કરવો. નિષ્પક્ષપાત અને શુદ્ધ શાન્તિથી પોતાના પ્રારબ્ધને ઓળખવું.

જૈનધર્મમાં ફરમાવેલી અનિત્ય ભાવના, એકત્વભાવના આદિ બાર ભાવનાઓ પૈકી હરકોઈ એક અથવા વધારે ભાવનાઓ ભાવવાથી અગર હરકોઈ મહાપુરુષના જીવનચરિત્ર પર ધ્યાન ધરવાથી પણ એવું જ પરિણામ લાવી શકાય છે.

પરંતુ જ્યાં સુધી તમારો હેતુ સત્ છે, જ્યાં સુધી તમારી આશાતૃષ્ણા પવિત્ર અંતઃકરણ અને શુદ્ધ જીવનવાળી છે, ત્યાં સુધી તમો જોઈએ તો આ ચોક્કસ ધ્યાન કરો વા નહિ કરો તે સર્વ એક જ છે. તમે તમારા ધ્યાનને, તમારા અંતઃકરણને પ્રેમરૂપી ઝરાથી વિકાસ પામવા દો, તમે ધિક્કારની લાગણીઓ તથા તુચ્છકારપણાથી મનને વિમુક્ત કરો. દુનિયામાં જેમ પુષ્પો પ્રાતઃકાળના સમયે ખીલવા માટે કિરણો ગ્રહણ કરવા પોતાની પાંખડીઓ ઉઘાડે છે, તેમ તમે પણ તમારા જીવાત્માને ખુલ્લો કરીને સત્‌નાં કીર્તિવંત પ્રકાશરૂપી કિરણો વધારે ને વધારે પ્રમાણમાં દાખલ થવા દો.

ઉચ્ચ ભાવનારૂપી પાંખો વડે આનંદસ્વર્ગમાં ઊડો; નીડર બનો; મહાન શક્તિઓની પ્રાપ્તિ સંભવિત છે એમ દૃઢપણે માનો. તદ્દન શાન્ત અને ડાઘ વગરની જિંદગી સંભવિત છે એમ શ્રદ્ધા રાખો. ઊંચામાં ઊંચુ સત્ય મળી શકે છે એમ શ્રદ્ધા રાખો. આવી શ્રદ્ધા રાખનાર માણસ સ્વર્ગીય ઊંચાઈ તરફ ઝપાટાબંધ આગળ વધે છે. જેમનામાં આવી શ્રદ્ધા નથી, તેઓ વહેમના ઝાકળમાં ભટક્યા જ કરે છે અને દુઃખ પામ્યા જ કરે છે.

આ પ્રમાણે શ્રદ્ધા રાખવાથી—આ પ્રમાણે ઉચ્ચ ભાવના ભાવવાથી—આ પ્રમાણે 'ધ્યાન'માં મશગૂલ થવાથી તમને અત્યંત મધુરો આત્મિક અનુભવ મળશે. તમને એવાં એવાં શુભ દર્શન થશે કે તેથી તમે હર્ષઘેલા જેવા બનશો. જેમજેમ તમે સર્વોત્કૃષ્ટ પ્રેમ અને સર્વોત્કૃષ્ટ ભલાઈનો અનુભવ કરતા જશો, તેમ

તેમ તમને ઊંડો આનંદ થતો જશે, તમારા હૃદયમાં ઊંડી શાંતિ બિરાજશે, જૂનીપુરાણી ચીજો-ઘણા વખતની માનસિક બલાઓ દૂર થશે અને તમે તદ્દન નવા જ બની જશો. સ્થૂળ વિશ્વનો પડદો કે જે મૂર્ખ માણસની આંખથી કદી ભેદી શકાય તેમ નથી પણ જે સત્યની આંખથી તો તદ્દન પારદર્શક જ લાગે છે, તે પડદો તમારી દૃષ્ટિ આગળથી ખસી જશે અને આત્મિક વિશ્વનાં તમને દર્શન થશે. એ પ્રસંગે 'વખત' બંધ થશે અને તમે આદિ-અંત રહિત સ્થિતિનો અનુભવ કરશો. સ્થિતિઓનો ફેરફાર અને મૃત્યુ એ તમને દુઃખ કે ચિંતા ઉપજાવી શકશે નહિ; કારણ કે તમે તો અચલ, અમર, અવ્યાબાધ સ્થિતિમાં સ્થિત થઈ ચૂક્યા છો.



## છેવટના બે બોલ

પ્રિય પાઠક! જે જ્ઞાન, આદિ વગરના ભૂતથી જુદીજુદી જીભો અને કલમો દ્વારા જુદાજુદા રૂપમાં ચાલ્યું આવ્યું છે અને જે જ્ઞાન, અંત વગરના ભવિષ્યમાં તેવી જ રીતે ચાલ્યા કરવાને નિર્માયેલું છે, તે જ્ઞાનનું એક કિરણ મને જે કોઈ મુખથી—જે કાંઈ સાધનથી—જે કાંઈ સ્ફુરણથી પ્રાપ્ત થયું તેવા જ રૂપમાં તે કિરણ આપની સમક્ષ રજૂ કર્યું છે. એની નવીનતા સંબંધી હું કાંઈ હક્ક કરતો નથી, કે એના ઉત્તમપણા માટે જિદ્દ કરતો નથી; તમને જ જો તે અનુકૂળ લાગે તો તમારા હૃદયમાં તેને પેસવા દેજો, નહિ તો ખુશીથી તે હૃદયનાં દ્વાર તે કિરણ સામે બંધ કરજો. પસંદગી તમને સોંપું છું. પણ જો તમને એ કિરણથી જરા પણ દિલાસો મળે, જો તમારા હૃદયમાં એ કિરણ જરા પણ હુંફ ઉત્પન્ન કરે, જો તમારી ચિંતાનો બોજો એ કિરણના સ્પર્શથી તલ માત્ર પણ ઓછો થાય, જો તમારા સંજોગો એ કિરણ આગળ નમી જતા જોવામાં આવે તો, ઓ પ્રિય પાઠક! તું એનો બીજો ભાગ વાંચી લેવા ચૂકતો ના.

# સંસારમાં સુખ ક્યાં છે?

## ભાગ ૨ જો

### ૧ : બે ગુરુઓ: 'સત્ય' અને 'અહંકાર'

**આ** જગતમાં સર્વોપરિ સત્તા ભોગવવાને મનુષ્યના આત્માની રણભૂમિ ઉપર બે તત્ત્વો યુદ્ધ કરી રહ્યાં છે; એક તત્ત્વને અહંકાર અથવા હુંપણું કહેવામાં આવે છે અને બીજું તત્ત્વ તે સત્ય છે. હુંપણારૂપી ગુરુ છે તે બહુ ઉન્મત્ત છે અને તેનાં હથિયારો વિકાર, અભિમાન, લોભ, ખોટી શેખાઈ, હઠીલાઈ વગેરે છે, જે ખરી રીતે અંધારના સાથી છે. પણ સત્યરૂપી ગુરુ બહુ જ નમ્ર અને શાન્ત છે અને તેનાં હથિયારોમાં મુખ્ય નમ્રતા, ધૈર્ય, પવિત્રતા, આત્મભોગ, નિરભિમાનીપણું વગેરે છે. આ સર્વ પ્રકાશના સાથીઓ છે.

દરેક હૃદયમાં યુદ્ધ તો ચાલ્યા જ કરે છે અને આ તો એક સામાન્ય નિયમ છે કે એક જ સિપાઈ એક જ વખતે બન્ને વિરોધી

લશ્કરોમાં ભાગ લઇ શકે નહિ. માટે દરેક હૃદય કાં તો હુંપણામાં અથવા તો સત્યમાં ગૂંથાયેલું હોવું જોઇએ. આ બેની વચમાંનો કોઈ માર્ગ જ નથી. એક તરફ સત્ય અને બીજી તરફ હુંપણું. જ્યાં હુંપણું છે, ત્યાં સત્ય નથી અને જ્યાં સત્ય છે, ત્યાં હુંપણું નથી. સત્યના મહાન ગુરુ બુદ્ધ ભગવાને આવો જ ઉપદેશ આપ્યો છે. શ્રીમહાવીર પ્રભુએ પણ કહ્યું છે કે, 'પરમ સત્ય મેળવવાને નિરભિમાનપણું અંગીકાર કરો.'

સત્ય એવું સાદું, એવું સીધું અને એવું નિષ્પક્ષપાતી અને એવું કોઇની પરવા વગરનું છે કે તેમાં ગૂંચવણ, આંટીઘૂંટી કે અમુક શરતોનો સંભવ પણ નથી. હુંપણું તે વાંકુંચૂકું અને આંટી-ઘૂંટીવાળું હોય છે. તે ક્ષણે ક્ષણે બદલાતી ઇચ્છાઓ પ્રમાણે દોરવાય છે. તેમાં અનેક પ્રકારના પક્ષપાતનો સંભવ છે. 'હું'ના પૂજારીઓ ખોટી રીતે એમ માને છે કે સંસારની સઘળી ઇચ્છાઓ અમે સંતોષીએ અને તેની સાથે અમે સત્યના પણ ઉપાસક બનીએ. પણ સત્યના ખરા ભક્તો હુંપણાંના ભોગે સત્યની ઉપાસના કરે છે અને જગતના માયાવી પદાર્થોથી અને સ્વાર્થથી પોતાની જાતનું બહુ દરકારપૂર્વક રક્ષણ કરે છે.

શું તમારી સત્ય જાણવાની અને અનુભવવાની ખરી ઇચ્છા છે? જો તમારી ઇચ્છા હોય તો તમારે દરેક વસ્તુનો ભોગ આપવાને અને દરેક વસ્તુનો ત્યાગ કરવાને તૈયાર રહેવું જોઈએ. કારણ કે જ્યારે આપણા હૃદયમાંથી સ્વાર્થનો છેલ્લો અંશ પણ નાશ પામી જાય, ત્યારે સત્ય તેના સંપૂર્ણ અને ભવ્ય સ્વરૂપમાં દેખાય છે અને અનુભવાય છે.

એક મહાત્મા કહે છેઃ 'જે મારો શિષ્ય થવા માગે છે, તેણે પ્રથમ તો આત્મભોગ આપતાં શીખવું જોઇએ.' શું તમે આત્મભોગ આપવાને તૈયાર છો? શું તમે તમારી વાસનાઓ, તમારા

ખોટા અભિપ્રાયો, તમારા માની લીધેલા ખોટા દુરાગ્રહો અને તમારા હલકા વિકારોનો ભોગ આપવાને તત્પર છો? જો તમે તૈયાર હો તો સત્યના સાંકડા માર્ગે ચાલવાને અને જે શાન્તિ મેળવવામાં જગત બેનસીબ રહ્યું છે તે શાન્તિ મેળવવાને તમે જરૂર લાયક થશો. સ્વાર્થત્યાગ અને સંપૂર્ણ હુંપણાનો ભોગ એજ પરમ સત્યના અનુભવરૂપ છે અને સઘળા ધર્મો અને સઘળી તત્ત્વવિદ્યાઓ તે સત્યના અનુભવ માટે ટેકારૂપ છે.

સત્યનો ભોગ આપવો એ જ હુંપણું છે અને હુંપણાનો ભોગ આપવો એ જ સત્ય છે. જે પ્રમાણમાં તમે હુંપણાને મરવા દેશો, તે પ્રમાણમાં તમે સત્યને જન્મ આપશો; અને જેમ જેમ તમે હુંપણાને વળગતા જશો, તેમતેમ સત્ય તમારાથી દૂર ને દૂર ભાગતું જશે.

જ્યાં સુધી તમે સ્વાર્થની આંખથી જુઓ છો, ત્યાં સુધી તમે સત્યનું સૌંદર્ય નિહાળી શકો નહિ. જો તમે અભિમાની હો તો દરેક ચીજ તમારા અભિમાનથી રંગાયેલી તમને જણાશે. જો તમે વિષયી અથવા કામી હશો તો તમારું મન વિકારોરૂપી ધૂણી અને જ્વાળાથી ઘેરાયેલું થશે, તેથી તે દ્વારા જોતાં તમને સઘળું વિષયમય ભાસશે. વિષયી પુરુષને મન દરેક સ્ત્રી વ્યભિચારિણી ભાસશે, તેમજ કુચેષ્ટાવાળી સ્ત્રીને મન સર્વ પુરુષો કામાંધ જણાશે. જો તમે મગરૂર અને પોતાનો જ કક્કો ખરો ઠરાવનારા હશો, તો તમને તમારા અભિપ્રાયોની મહત્તા અને ઉત્તમતા સિવાય આ જગતમાં બીજું કાંઈ દેખાશે નહિ.

સત્યના ઉપાસક અને 'હું'ના પૂજારીમાં એક મોટું અંતર છે અને તે એક ગુણને લીધે જણાઈ આવે છે. તે ગુણ તે નમ્રતા અથવા નિરભિમાન છે. ખોટી શેખાઈ, હઠીલાઈ અને સ્વાર્થ એ સર્વથી દૂર રહેવું, એટલું જ નહિ પણ પોતાના અભિપ્રાયોને હઠીલાઈથી

વળગી ન રહેવું–આનું નામ તે ખરી નિરાભિમાન વૃત્તિ છે.

જે મનુષ્ય હુંપણાના વિચારમાં મશગૂલ છે, જે પોતાના અભિપ્રાયોને જ સાચા માને છે અને બીજા બધા મનુષ્યોના અભિપ્રાયને દોષરૂપ ગણે છે, તે માણસ અંધારામાં અને વિટંબણામાં આથડે છે. જે નિરાભિમાની સત્યનો ઉપાસક 'સત્ય' અને 'અભિપ્રાય' વચ્ચેનો ભેદ સમજતાં શીખ્યો છે, તે તો સર્વ મનુષ્યો તરફ ઉદારવૃત્તિથી જુએ છે અને પોતાના અભિપ્રાયોને સાચા ઠરાવવાને તે કદાપિ જક કરતો નથી; પણ પ્રેમને ખાતર–સત્ય વધારે ભવ્ય સ્વરૂપમાં પ્રકટ થઈ શકે તે માટે, પોતાના અંગત અભિપ્રાયોનો પણ ભોગ આપતાં તે ચૂકતો નથી. કારણ કે પરમ સત્યને કોઇના ટેકાની જરૂર રહેતી નથી તે વાત તો ફક્ત 'અનુભવી' પુરુષરત્નોના જ અનુભવમાં આવી શકે. જેનામાં વધારે ઉદારતા છે, તે સત્યની વધારે સમીપમાં છે.

ઘણીવાર મનુષ્યો મોટી તકરારો અથવા વાદવિવાદ ચલાવે છે અને ધારે છે કે અમે સત્યની તરફેણ કરીએ છીએ. પણ ખરી રીતે તો તેઓ ઘણે ભાગે પોતાના નાશવંત અભિપ્રાયોનો બચાવ કરતા હોય છે. હુંપણાનો ઉપાસક બીજાઓની સામે પોતાના સઘળા જોરથી થાય છે. સત્ય બદલાય તેમ નહિ હોવાથી તેમજ અચળ હોવાથી તે મારા કે તમારા અભિપ્રાય ઉપર આધાર રાખતું નથી. આપણે સત્યમાં દાખલ થઇએ, અથવા તો સત્યની બહાર ઊભા રહીએ, તેથી સત્યને જરા પણ અસર થતી નથી. આપણે તેના સામા થઇએ કે તેનો બચાવ કરીએ તેથી સત્યની સ્થિતિમાં રતી માત્ર પણ ફેર પડતો નથી. પણ તેનું પરિણામ આપણી વૃત્તિ પ્રમાણે આપણા લાભમાં કે ગેરલાભમાં આવે છે.

સ્વાર્થના ગુલામ બનેલા, મદથી છકેલા, અભિમાની અને બીજાનું સાંખી નહિ શકનારા પુરુષો એમ માને છે કે અમુક ધર્મ

યા માન્યતા સાચી છે અને બીજા સઘળા ધર્મો ભૂલભરેલા છે. તેઓ બીજાઓને એક ધર્મમાંથી બીજા ધર્મમાં વટલાવવા પોતાનું સઘળું જોર વાપરે છે. પણ આ એક ગંભીર ભૂલ છે. જગતમાં ફક્ત એક જ ધર્મ છે અને તે ધર્મનું નામ 'સત્ય' છે.

જગતમાં એક જ ભૂલ છે અને તે ભૂલનું નામ 'હુંપણું' છે. ઉપરઉપરની–બહારથી બતાવવાની માન્યતા યા શ્રદ્ધા એ સત્ય નથી. સત્યનો ઉપાસક તો નિઃસ્વાર્થી, ઉચ્ચ અને ઉમદા આશયનો હોય છે; અને જેણે સત્ય મેળવ્યું છે તે આખા જગતની સાથે પ્રેમ અને દિલસોજીથી રહી શકે છે.

જો તમે શાંતિથી તમારું હૃદય, તમારું મન અને તમારું ચારિત્ર્ય તપાસશો–બારીક રીતે અવલોકશો–તો તમે સત્યના ઉપાસક છો કે હુંપણાના પૂજારી છો, તેની તમારા હૃદયમાં સંપૂર્ણ ખાતરી થશે. શું તમે વહેમ, વૈર, ઈર્ષા, કામ, અભિમાન વગેરે વિચારો તમારા હૃદયમાં પોષો છો? અગર શું તમે તેમને તમારા હૃદયમાંથી દૂર કાઢવા તમારું સઘળું બળ અજમાવો છો? જો તમે તેવા વિચારોને પોષતા હો, તો તમે ગમે તે ધર્મ માનતા હો તે છતાં, તમે ખરેખર 'હું'ના જ પૂજારી છો; અને જો તમે ઉપર જણાવેલી વૃત્તિઓને નિર્મૂળ કરવા પ્રયત્ન કરતા હો, તો તમે કોઈ પણ ધર્મને ન માનનારા હો છતાં પણ તમે ખરેખર 'સત્ય'ના ઉમેદવાર છો.

શું તમે કામી, હઠીલા, સ્વાર્થી, ઇન્દ્રિયોને પોષનારા અને હુંપણાના જ વિચારમાં રમનારા છો? અથવા તો શું તમે નમ્ર, દયાળુ, નિઃસ્વાર્થી, જિતેંદ્રિય અને સ્વાર્થનો ભોગ આપનારા છો? જો તમે પ્રથમ પ્રકારના હો તો ખરેખર તમે હુંપણાના ગુલામ છો; અને જો તમે બીજા પ્રકારના હો તો તમે સત્યના સાચા ભક્ત છો. શું તમે ધનને સારુ વલખાં મારો છો? શું તમે તમારા પક્ષને

ચારુ જુસ્સાબંધ લડાઈ ચલાવો છો? શું તમે સત્તા અને આગેવાની મેળવવા માટે તલસો છો? શું તમે આત્મશ્લાઘા કરો છો? અને શું તમે બહારનો ભભકો બનાવવા મથો છો?—અથવા તો શું તમે ધનની લાલસા તજી છે? શું તમે કલહને દેશવટો દીધો છે? શું તમે છેલ્લામાં છેલ્લી પદવીમાં કોઈ પણ તમને ન જાણે તેવી રીતે અજ્ઞાત પડી રહેવાને તૈયાર છો? શું તમે જ્યાંત્યાં તમારા વિષે વાત કરતાં અટક્યા છો? અર્થાત્ તમે જ્યાંત્યાં આત્મશ્લાઘા કરવાનું છોડી દીધું છે?

જો તમે પ્રથમ જણાવેલી રીતિના હો, તો પરમાત્માના ભક્ત હોવાનું ગુમાન ધરાવતા છતાં તમે 'હું' ના જ પૂજારી છો. અને જો તમે બીજા પ્રકારના મનુષ્ય હો તો તમે ખુલ્લી રીતે પ્રાર્થના ન કરતા હો તે છતાં પણ તમે 'પરમતત્ત્વ' ના ઉપાસક છો. સત્યપ્રેમી મનુષ્ય જે નિશાનીઓથી ઓળખાય છે, તે નિશાનીઓ ન ભુલાય તેવી અને સ્પષ્ટ હોય છે. ભગવદ્‌ગીતામાં સોળમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે દૈવી સંપદ્‌ના જે ગુણો દર્શાવ્યા છે તે સત્યની ઉપાસનાના સૂચક છેઃ—

अभयं सत्त्वसंशुद्धिः ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

અભય, શુદ્ધ અંતઃકરણ, જ્ઞાનયોગમાં સ્થિરતા, દાન, દમ, યજ્ઞ અથવા આત્મભોગ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, ચીડિયાપણાનો અભાવ, પ્રાણીમાત્ર તરફ

દયા, લોલુપતાનો નાશ, નમ્રતા, વિનયમર્યાદા, સ્થિરતા, તેજ, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, દ્રોહનો અભાવ અને માનનો અભાવ, આ સર્વ સદ્દગુણો, હે અર્જુન ! દૈવી સંપદ્દવાળાના હોય છે.

જ્યારે મનુષ્યો અજ્ઞાનમાં અને હુંપણામાં ફસાઇ જઈ સત્યના ઉપાસકનાં ઉપર જણાવેલાં ચિહ્નો ભૂલી જાય છે, ત્યારે તેઓ મનુષ્યની પરીક્ષા કરવાનાં કૃત્રિમ સાધનો ઊભાં કરે છે. અમુક ધર્મને માને તો તે સત્યનો ઉપાસક છે અને અમુક ધર્મને ન માને તો તે સત્યનો ઉપાસક નથી. આવી તદ્દન બનાવટી કસોટીઓ સત્યના ઉપાસકની પરીક્ષા કરવામાં હાલમાં વપરાવા લાગી છે ! આ કારણથી મનુષ્યોમાં મતભેદ પડે છે અને જ્યાં ત્યાં ચાલુ વૈરવિરોધ દૃષ્ટિગોચર થાય છે; અને દુઃખ-દિલગીરી તો પગલે પગલે નજરે પડે છે.

પ્રિય વાચક! શું સત્યમાં જન્મ લેવાને તારી જિગરની ઇચ્છા છે? જો તારી ઇચ્છા જ હોય તો ફક્ત એક જ માર્ગ છે અને તે એ છે કે હુંપણાને મરવા દે.

જુદી જુદી કામનાઓ, વાસનાઓ, તૃષ્ણાઓ, અભિપ્રાયો, મતાંધતાઓ અને પ્રથમથી બાંધી લીધેલા વિચારો–આ સર્વને તારા હૃદયમાંથી હમેશને વાસ્તે દેશવટો આપી દે, આ સર્વનો હવે તું એક પળવાર પણ ગુલામ બનીશ નહિ. એટલે પછી જરૂર 'સત્ય' તારું થશે. તારો જ ધર્મ ખરો અને બીજા બધાના ધર્મ તદ્દન ખોટા એવું માનતો અંધ થઇ જા અને ઉદારતાનો ઉમદા પાઠ શીખવાને નિરભિમાનીપણે પ્રયત્ન કર. મારા ધર્મનો સંસ્થાપક એ એકલો જ જગતનો ઉદ્ધાર કરનાર મહાપુરુષ છે અને બીજા ધર્મના સંસ્થાપકો ધૂર્ત છે, એવા વિચારોને તારા દિલમાં સ્થાન આપીશ નહિ. કારણ કે તેવા વિચારોને લીધે જ આ જગતમાં અનેક- નિર્દોષ મનુષ્યોનાં લોહી રેડાયાં છે અને

ભારે ખૂનરેજી ચાલી છે. માટે મારું શ્રેષ્ઠ અને પારકું અધમ, એવો ખોટો ખ્યાલ તજી પવિત્રતાના પરમ પન્થે વિચરવાનું પસંદ કર. જો આ પ્રમાણે તું થોડો વખત પણ વર્તીશ, તો તારી નિઃશંક ખાતરી થશે કે દરેક પવિત્ર પુરુષ જગતનો ઉદ્ધારક છે.

હુંપણાનો ત્યાગ કરવો, એનો અર્થ બહારની વસ્તુઓનો ત્યાગ કરવો એમ થતો નથી; અંતરનું પાપ-અંતરની ભૂલ દૂર કરવી એ જ ખરો હુંપણાનો ત્યાગ છે. ભભકાદાર પોષાકનો ત્યાગ કરી ભગવાં લુગડાં પહેરવાથી, અથવા ધનનો ત્યાગ કરવાથી, અથવા અમુક પ્રકારનો ખોરાક નહિ ખાવાથી અથવા ફક્ત મીઠા અને ખુશામતભર્યા શબ્દો બોલવાથી-આવાં આવાં બાહ્ય આચરણથી કદાપિ સત્ય જડતું નથી. પણ અભિમાનવૃત્તિ ત્યાગવાથી, ધનની તૃષ્ણાનો નાશ કરવાથી, ઇંદ્રિયોના ઉપભોગની લાલસાને વશમાં લાવવાથી, દ્વેષ-ઇર્ષ્યા-પરનિંદા અને સ્વાર્થથી દૂર રહેવાથી અને હૃદયથી નમ્ર અને પ્રેમાળ થવાથી-આ સર્વ આંતરક્રિયાઓથી ખરું સત્ય જડે છે.

પ્રથમ જણાવેલી બાહ્ય ક્રિયાઓ કરવી અને અંતરની વૃત્તિ ન સુધારવી એ એક પ્રકારનો ઢોંગ છે. તમે આખા જગતનો ત્યાગ કરો અને જંગલમાં કે કોઈ એકાંત ગુફામાં જઈ ભરાઓ, છતાં તમારી સ્વાર્થતા તો તમારી સાથેજ ત્યાં પણ આવશે; અને જ્યાં સુધી તમે સ્વાર્થનો ત્યાગ કર્યો નથી, ત્યાં સુધી ખરેખર તમારી સ્થિતિ બહુ દયાજનક રહેશે અને તમે મોટા ભ્રમમાં ભૂલા ભમશો. તમે હાલ જે સ્થિતિમાં છો તેની તે સ્થિતિમાં રહીને પણ તમારી સઘળી ફરજો તમારી શક્તિ પ્રમાણે બરાબર બજાવી શકો. તમે જગતનો-તમારા મગજમાંના જગતનો, આંતર-શત્રુનો ત્યાગ કરી શકો. સંસારમાં રહેવા છતાં સંસારથી અનાસક્ત-અલગ રહેવું, એ જ ઉચ્ચમાં ઉચ્ચ પૂર્ણતા, સંપૂર્ણ

શાન્તિ અને મોટામાં મોટી ફતેહ છે, સ્વાર્થનો ત્યાગ એ જ સત્યનો માર્ગ છે. એક મહાશયે કહ્યું છે કેઃ—

'માર્ગમાં દાખલ થાઓ, દ્વેષ જેવો બીજો કોઈ શોક નથી, મનોવિકાર જેવું દુઃખ નથી, ઇંદ્રિયો જેવી લાલચ નથી. માર્ગમાં પ્રવેશ કરો; જે મનુષ્ય પોતાને પ્રિય થઈ પડેલો એવો એક પણ દોષ દૂર કરે છે, તે માર્ગમાં બહુ જ આગળ વધેલો છે.'

જેમ જેમ તમે હુંપણાને વશ કરતા જશો તેમ તેમ વસ્તુઓ તમને તેમના ખરા સ્વરૂપમાં ભાસશે. જે મનુષ્ય વાસના, ખોટા અભિપ્રાય, રાગ, દ્વેષ વગેરેથી ઘેરાયેલો છે, તે મનુષ્ય દરેક બનાવ યા દરેક સંજોગને તે તે દૃષ્ટિથી નિહાળે છે, તેથી વસ્તુનું ખરું સ્વરૂપ તેના જાણવામાં આવતું નથી અને ભ્રમણામાં રઝળે છે. પણ જે મનુષ્ય સઘળા વિકારો, ખોટા અભિપ્રાયો, પક્ષપાત વગેરેથી મુક્ત છે, તેવો મનુષ્ય પોતાની ખરી સ્થિતિ જાણી શકે છે; બીજાઓને પણ તેમના ખરા સ્વરૂપમાં જુએ છે; અને સઘળી વસ્તુઓની પણ યથાસ્થિત દશા અવલોકી શકે છે. તેને કોઈ પણ વસ્તુની સામા થવાનું નથી, અથવા કોઈ વસ્તુનો બચાવ કરવાનું નથી, અથવા કોઈ વસ્તુને છાની રાખવાની નથી; અથવા કોઈ વસ્તુનું રક્ષણ કરવાનું નથી, તેથી તે મનુષ્ય શાન્તિમાં વસે છે. સત્ય એ કેવળ સાદું છે, એ તેણે બરાબર અનુભવ્યું છે; કારણ કે તે જાણે છે કે મનની પક્ષપાત વગરની, શાન્ત અને સુખમય સ્થિતિ તે જ સત્ય અનુભવવાની સ્થિતિ છે.

જે માણસ આવી સ્થિતિ પ્રાપ્ત કરે છે, તે માણસ દેવોની સાથે હરેફરે છે અને પરમ પ્રભુના ચરણમાં બિરાજે છે. જે મનુષ્ય આ જગતનો મહાન અને અચળ (કર્મનો) નિયમ સમજે છે, દુઃખનું શું કારણ છે તે પિછાણે છે, દુઃખ દૂર કરવાનું રહસ્ય શું છે તે જાણે છે અને સત્યથી તે દુઃખની મુક્તિ છે એમ માને

છે, તેવા મનુષ્ય કલહકંકાસમાં અથવા તો પારકાને હલકો પાડવામાં અથવા બીજાની નિંદા કરવામાં પોતાનો અમૂલ્ય અને પરમાર્થના કામમાં ઉપયોગી લાગે તેવો સમય કેમ ગુમાવે?

તે મનુષ્ય સારી રીતે સમજે છે કે, કેવળ સ્વાર્થમાં, રચ્યુંપચ્યું રહેલું, ખોટી ભ્રમણાઓમાં ભૂલું પડેલું અને અજ્ઞાન અને હુંપણાના દોષમાં મગ્ન થયેલું, એવું જગત સત્યનું પ્રકાશિત અને અચળ તેજ નીરખી શકતું નથી. જે મનુષ્યોમાં સ્વાર્થતા નાશ પામી છે અથવા નાશ પામતી જાય છે, તેવા મનુષ્યના હૃદયની સાદાઈ અને શુદ્ધતા પણ જગત પિછાણી શકતું નથી. પણ તે મનુષ્ય પોતે તો સારી પેઠે માને છે કે સર્વનું ઔષધ દુઃખ છે. જે મનુષ્યો સમજીને, બીજાઓના ઉપદેશ અનુસાર સત્ય માર્ગે વિચરતા નથી, તેવા મનુષ્યોને માટે દુઃખ એ છૂપો આશીર્વાદ છે. તેવા મનુષ્યો અનેક પ્રકારનાં દુઃખો અનુભવી, અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠી, અંતે ઉડાઉ છોકરાની માફક પોતાના પિતાને ઘેર એટલે કે સત્ય ભણી જરૂર આવશે.

આ કારણથી તે સઘળા મનુષ્યો તરફ ઉદાર વૃત્તિથી અને દિલસોજીથી જુએ છે અને એક પિતા પોતાના હઠીલા અને દુરાચારમાં પડેલા પુત્ર તરફ જેવી વૃત્તિ રાખે છે, તેવી જ વૃત્તિ રાખી જગતમાં વિચરે છે.

જ્યાં સુધી મનુષ્યો હુંપણાને વળગે છે, જ્યાં સુધી તેઓ સ્વાર્થને સર્વસ્વ માને છે અને સ્વાર્થને ચાહે છે અને જ્યાં સુધી જગતમાં 'હું અને મારાપણું' એ જ મંત્ર તેઓ જપ્યા કરે છે, ત્યાં સુધી સત્ય તેમનાથી હજારો ગાઉ દૂર જ રહેવાનું એ ચોક્કસ છે. જ્યારે તમે આ 'હું અને મારાપણા'ના પાશથી મુક્ત થશો, ત્યારે જગત તમને જુદા જ સ્વરૂપમાં ભાસશે અને તે વખતે તમે ગમે તેવા સંજોગો કે સ્થિતિમાં હશો છતાં જરૂર તમે સત્યનો

અનુભવ કરશો.

જ્યારે મનુષ્યોને મોજશોખ, એશઆરામ અને બહારના ભપકાનો કેફ ચઢ્યો હોય છે, ત્યારે જીવનતૃષ્ણા તેમનામાં અધિક અધિક વધે છે અને આ શરીર હંમેશ શાશ્વતું રહે તો, કેટલું બધું સુખ મળે એવી સ્વપ્નસૃષ્ટિ રચે છે. પણ જ્યારે પોતે વાવેલાં બીજોનો પાક લણવાનો સમય આવે છે, ત્યારે દુઃખ અને દિલગીરીનો તેમને અનુભવ થાય છે અને ત્યારે તેમની ખોટી ભ્રમણાઓ જતી રહે છે. ત્યારે તેઓ સ્વાર્થ અને તેની મોહમયી જાળમાંથી બળતા હૃદયે મુક્ત થાય છે અને ખરું અમરત્વ સત્યનું કે આત્માનું છે એવો કડવો અનુભવ ઘણા લાંબા સમયે તેમને થાય છે. પણ આ અનુભવ સર્વ કાળને વાસ્તે થાય છે.

મનુષ્યો અશુભમાંથી શુભમાં અને હુંપણામાંથી સત્યમાં, દુઃખના દરવાજા મારફતે દાખલ થાય છે; કારણ કે જ્યાં હુંપણું છે ત્યાં દુઃખ છે. કેવળ સત્યની શાન્તિ અને પરમ સુખમાં સઘળાં દુઃખ વિલય પામે છે. તમારી ધારેલી ધારણાઓ પાર ન પડવાથી અથવા તો અમુક મનુષ્ય તમે ધારો તેવા ગુણવાળો ન નીવડે તેટલાથી જો તમે ઉદાસ થાઓ તો તેનું કારણ એ જ છે કે તમો સ્વાર્થી છો, તમે 'હું'ના પૂજારી છો. જો તમારા વર્તનને સારુ તમને પશ્ચાત્તાપ થતો હોય તો તેનું કારણ પણ તમારી સ્વાર્થભરી દૃષ્ટિ છે. કોઈની તમારા તરફની વર્તણૂકને લીધે જો તમને શોક કે દિલગીરી થતી હોય, તો તેનું કારણ પણ તમારી સ્વાર્થી લાલસા છે. તમારી તરફ કાંઈ કાંઈ કરવામાં આવે અથવા તમારે વિષે જે બોલવામાં આવે તે કશાથી જો તમારું હૃદય ઘાયલ થતું હોય તો તેનું કારણ એ જ છે કે તમે સ્વાર્થના દુઃખમય માર્ગે ચાલો છો. સઘળું દુઃખ હુંપણાને લીધે છે, સઘળું દુઃખ સત્યને લીધે નાશ પામે છે. જ્યારે તમે સત્યનો સાક્ષાત્કાર

કરશો ત્યારે તમે પશ્ચાત્તાપ, શોક અને દિલગીરીથી અવશ્ય મુક્ત થશો અને દુઃખ માત્ર તમારી પાસેથી નાસી જશે.

'મમત્વ અથવા હુંપણું એ જ આત્માને બાંધનાર કેદખાનું છે. તે કેદખાનાના દરવાજા ઉઘાડનાર દેવ સત્ય છે. માટે જ્યારે તે સત્યરૂપી દેવ તને બોલાવવાને આવે ત્યારે તરત જ ઊઠીને તેની પાછળ ઝડપથી જજે. કદાચ તેનો માર્ગ અંધકારમાં થઈને જવાનો હોય, પણ આખરે તો તે જરૂર પ્રકાશમાં જ લઈ જશે.'

આ જગતનું દુઃખ પોતાનું જ કરેલું છે.

દુઃખ એ આત્માને પવિત્ર બનાવનાર ઉત્તમ કીમિયો છે અને પુષ્કળ દુઃખ મનુષ્યને સત્યની સમીપમાં લઈ જનાર ભોમિયો છે.

શું તમારે માથે વધારે દુઃખ પડ્યું છે? શું તમે વધારે શોકમાં મગ્ન થયા છો? શું તમે આ મનુષ્યના જીવનનો શો ઉદ્દેશ છે તે સંબંધમાં બહુ જ વિચાર કર્યો છે? જો આમ હોય તો ખરેખર તમે મમત્વ–હુંપણા સામે લડાઈ કરવાને અને સત્યના શિષ્ય થવાને અધિકારી બન્યા છો.

જેઓ મમત્વને છોડી શકતા નથી તેવા કેવળ બુદ્ધિના ઉપાસકો આ જગત સંબંધી અનેક નવી નવી કલ્પનાઓ રચે છે અને તે સત્ય છે એમ જણાવે છે. પણ હે પ્રિય વાચક! એ બધી ભ્રમજાળ છોડીને તારું વર્તન ઉચ્ચ પ્રકારનું કરવાને તારાથી બનતો પ્રયત્ન કર. જો તું તારું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનું રચી શકીશ તો તું સત્યનો અનુભવ કરીશ અને પછીથી તે સત્ય કદાપિ બદલાશે નહિ. માટે તારા હૃદયને કેળવ. તારા હૃદયને નિઃસ્વાર્થી પ્રેમ અને ઊંડી દયાના પાણીથી સિંચ અને તે હૃદયમાંથી જે વિચારો પ્રેમના વિરોધી હોય તે સઘળાને જડમૂળથી ઉખેડી નાખવા પ્રયત્ન કર. અપકારને બદલે ઉપકાર કર; ગાળ દે તેને આશિષ આપ; દ્વેષના બદલામાં પ્રેમ દર્શાવ; નિષ્ઠુરતાનો બદલો નમ્રતાથી

વાળ અને પ્રતિસ્પર્ધીઓની ખોટી દલીલોનો મૌનથી જવાબ આપ. આ રીતે તારી બધી સ્વાર્થી તૃષ્ણાઓ બળી જશે અને તેને બદલે પ્રેમનું શુદ્ધ સુવર્ણ નીકળી આવશે અને મમત્વ નાશ પામી સત્ય પ્રકાશશે.

આ પ્રમાણે વર્તવાથી મનુષ્યોમાં તું નિર્લેપપણે હરીફરી શકીશ અને તું નમ્રતાની ધૂંસરી ધારણ કરી અને નિરભિમાન વૃત્તિનો દિવ્ય પોશાક પહેરી જગતમાં સુખથી વિચરી શકીશ. જો આ ભવિષ્ય તને લલચાવતું હોય તો એ માર્ગે જવાને માટે 'અત્યારથી જ-આ પળથી જ તારા હૃદયને ઉચ્ચ બનાવવાને તારું સઘળું બળ વાપર.

## ૨ : આત્મિક શક્તિ–તે કેવી રીતે પ્રાપ્ત કરવી?

**આ** જગત એવા મનુષ્યોથી વસેલું છે કે જે મનુષ્યો નિરંતર સુખ, નવાઈ અને આશ્ચર્યકારક પદાર્થોને શોધતા ફરે છે. કાં તો તેઓ આંસુ પાડે છે અગર તો ખડખડ હસે છે. તેઓ બળ, સ્થિરતા કે અધિકાર મેળવવા પ્રયત્ન કરતા નથી, પણ નિર્બળતાને ઉત્પન્ન કરનારા પ્રસંગો હંમેશ શોધતા જ હોય છે.

ખરી સત્તાવાળા અને બીજા ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે એવા પુરુષો અને સ્ત્રીઓ આ જગતમાં બહુ થોડા છે. કારણ કે આવી શક્તિ મેળવવાને આપવો જોઈતો આત્મભોગ ઘણા થોડા મનુષ્યો જ પસંદ કરી શકે છે અને ધીરજથી પોતાનું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનું યોજવાને તો બહુ જ થોડા મનુષ્યો પ્રવૃત્ત થાય છે.

ક્ષણે ક્ષણે બદલાતા વિચારો અને વાસનાઓથી દોરવાઈ જવું એ જ આત્મબળ ખોવાનો માર્ગ છે. પણ તે વિચારો અને વાસનાઓને કબજામાં રાખવાથી બળ અને પ્રભાવ વૃદ્ધિ પામે છે. પાશવ સ્વભાવના મનુષ્યોમાં પણ હદપારનો જુસ્સો હોય છે, પણ આ જુસ્સો તે ખરી શક્તિ યાને આત્મબળ નથી.

તે જુસ્સામાં ખરી શક્તિનાં બીજ રહેલાં છે, પણ જ્યારે

તે જુસ્સાને પોતાની બુદ્ધિ વડે વશ કરવામાં આવે છે ત્યારે જ ખરી આત્મશક્તિ જાગ્રત થાય છે; અને જ્યારે મનુષ્યને પોતાની ખરી સ્થિતિનું ભાન થાય છે ત્યારે જ તેનામાં શક્તિ અને બળ વધે છે.

માણસના બળની કે નિર્બળતાની પરીક્ષા તેના બહારના જુસ્સા ઉપરથી કે કોઈ બાબતના હઠાગ્રહથી માપવાની નથી; કારણ કે ઘણાયે મૂર્ખ મનુષ્યો બહારનો જુસ્સો બતાવી શકે છે, અથવા તો હઠીલાઈ ધારણ કરી શકે છે.

જેઓ મોજમજાના શોખીન હોય છે, જેઓ ક્ષણિક સુખ આપતી આશ્ચર્યકારક અને નવાઈ ઉપજાવનારી વસ્તુઓની લાલસાવાળા છે અને ક્ષણે ક્ષણે બદલાતા વિચાર કે વાસના પ્રમાણે વર્તવાવાળા છે, તેવા મનુષ્યોમાં જેથી સ્થિરતા, સમતોલવૃત્તિ અને પ્રભાવ ઉત્પન્ન થાય તેવા જ્ઞાનની ખામી હોય છે.

જ્યારે મનુષ્ય પોતાના ક્ષણિક જુસ્સાઓને વશ કરતાં શીખે છે અને સ્વાર્થી તૃષ્ણાઓનો અંત લાવે છે, ત્યારે તે પોતાના અંતરમાં રહેલા ઉચ્ચ અને શાન્ત ચૈતન્યનો આશ્રય લે છે અને તે એવા ખડક ઉપર સ્થિર રહે છે કે જ્યાં ઊભા રહેવાથી હજારો વિકારોનાં મોજાંઓ તેની સ્થિરતાનો ભંગ કરી શકતાં નથી.

જે પુરુષને આત્માની અચળ અને અનંત શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ છે, તે પુરુષે ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ મેળવવાનું રહસ્ય જાણ્યું છે એમ જરૂર માનજો.

જ્યારે ઘણી શોધ પછી, ઘણા કડવા અનુભવ પછી અને ઘણો આત્મભોગ આપ્યા પછી 'શાશ્વત તત્ત્વ'નો પ્રકાશ આત્મા પર પડવા લાગે છે, ત્યારે અપૂર્વ શાન્તિ અને અવર્ણનીય આનંદ ભોગવવાને તે મનુષ્યનો આત્મા પાત્ર બને છે.

જેણે આવાં તત્ત્વોનો સાક્ષાત્કાર કર્યો છે, તેવો મનુષ્ય બાહ્ય વિષયોમાં ભટકતો નથી; પણ સમતોલવૃત્તિ ધારણ કરી આત્મ-

સંતુષ્ટ રહે છે. તે મનના વિકારોનો ગુલામ બનતો નથી; પણ પોતાના ભવિષ્યરૂપી મહાન મંદિર બાંધવામાં મુખ્ય કડિયાનું કામ તે કરે છે.

જે મનુષ્ય અમુક અચળ તત્ત્વો પ્રમાણે નહિ પણ હુંપણાના વિચારથી કોઈ કામનો આરંભ કરે છે, તે મનુષ્ય જ્યારે અમુક પ્રકારની વિટંબના ભોગવવાનો સમય આવે છે ત્યારે પોતાનો પક્ષ છોડી દે છે. પોતાનો જ સ્વાર્થ સાધવાના અને બચાવવાના વિચારમાં મગ્ન થયેલો પુરુષ જેથી પોતાનો સ્વાર્થ સરે તેવા સઘળા ઉપાયો અને સાધનોને વાજબી ગણે છે. પોતાના શત્રુઓથી પોતે કેવી રીતે બચે તેને જ વાસ્તે તે હંમેશ અનેક પ્રકારની યોજનાઓ રચતો માલૂમ પડે છે; પણ સ્વાર્થમાં અંધ થઈ પડેલો તે મનુષ્ય ભૂલી જાય છે કે તે **પોતે જ પોતાનો શત્રુ છે.** આવા મનુષ્યનું કામ નિષ્ફળ જાય છે; કારણ કે તે સત્યથી વિમુખ છે. **મમત્વભાવનાથી આરંભાયેલાં સર્વ કામો નાશ પામે છે.** જે કામ અચળ તત્ત્વો ઉપર રચાયેલું હોય છે, તે જ કામ સ્થાયી ટકે છે.

જે મનુષ્ય અમુક ચોક્કસ નિયમ કે તત્ત્વ ઉપર આધાર રાખી કામ કરે છે, તે દરેક સંજોગમાં શાન્ત, નિર્ભય અને નિર્વિકારી રહી શકે છે. જ્યારે કસોટીનો પ્રસંગ આવે છે અને એક તરફ સત્ય અને બીજી તરફ તેના અંગત લાભ–આ બેમાંથી એક બાબત પસંદ કરવાની હોય છે, ત્યારે આવો મનુષ્ય પોતાના સ્વાર્થી લાભોના ભોગે પણ સત્યનો આશ્રય લે છે. શરીરને કમકમાટી ઉપજાવે તેવી રીતે રિબાવવાનું હોય કે મારી નાખવાનું હોય, છતાં પણ તે પોતાના ચોક્કસ નિશ્ચયથી જરા પણ ડગતો નથી, અથવા પોતાની ઉચ્ચ ભાવના અથવા આદર્શ (આઇડિયલ)ને છોડી દેતો નથી. જે મનુષ્ય સ્વાર્થી છે, તે

પોતાના ધનના અથવા તો સુખનાં સાધનોના અથવા તો પોતાની જિંદગીના નાશને મોટામાં મોટી આફતરૂપ ગણે છે. પણ જે મનુષ્ય સ્થાયી તત્ત્વ ઉપર આધાર રાખનાર હોય છે તે આવા બનાવોને સત્યના અથવા તો ચારિત્ર્યના નાશની અપેક્ષાએ ઘણા જ નજીવા ગણે છે. સત્યનો ત્યાગ કરવો એ જ તેને મનથી તો મોટામા મોટી .અને ગંભીર આફત લાગે છે. કસોટીના પ્રસંગે જ, અંધકારના ગુલામો કોણ છે અને પ્રકાશના ઉપાસકો કોણ છે તેની ખાતરી થઈ આવે છે.

સામે આવતી આફતોના અથવા તો નાશના અથવા તો શિક્ષાના પ્રસંગે બકરાઓમાંથી ઘેટાં જુદાં પડે છે અને તે જ પ્રસંગે ખરાં સામર્થ્યવાળાં સ્ત્રીપુરુષો, મનુષ્યોની નજરે પૂજ્ય પુરુષો તરીકે બહાર નીકળી આવે છે.

જ્યાં સુધી મનુષ્ય સ્વતંત્ર રીતે પોતાનાં મોજશોખનાં સાધનોનો ઉપભોગ કરી શકે છે, ત્યાં સુધી તો તે પોતાને શાન્તિ, ભ્રાતૃભાવ અને સર્વગત પ્રેમ (યુનિવર્સલ લવ)નો ઉપાસક કહેવરાવવાને અથવા મનાવવાને જરા પણ અચકાતો નથી. પણ જ્યારે તેનાં મોજશોખનાં સાધનો ઉપર તરાપ આવે છે અથવા તે ધારે છે કે તરાપ આવેલી છે, ત્યારે તે 'લડાઈ કરવી જ જોઈએ' એવી મોટેથી બૂમ પાડે છે અને તે વખતે તેની ખાતરી થાય છે કે પોતે ખરી રીતે શાન્તિ, ભ્રાતૃભાવ અને સર્વગત પ્રેમ-નો ઉપાસક નથી, પણ કલહ, કંકાસ અને દ્વેષની ટોળીમાંનો છે.

જગતની સઘળી વસ્તુઓનો ભોગ આપવો પડે, છેવટે કીર્તિ અને પોતાની જિંદગીનો પણ ભોગ આપવો પડે, છતાંયે જે મનુષ્ય જરામાત્ર ડગતો નથી, તે જ ખરો શક્તિવાળો પુરુષ છે; તે જ પુરુષનો દરેક શબ્દ અને દરેક કાર્ય સ્થાયી રહેશે અને તે જ પુરુષને આખું જગત માને છે, નમે છે અને પૂજ્ય ગણે છે. દિવ્ય

પ્રેમનું તત્ત્વ, જેના ઉપર મહાત્મા મહાવીર અને બુદ્ધ જેવાઓ આધાર રાખતા હતા અને જેના ઉપર તેમની સંપૂર્ણ શ્રદ્ધા હતી, તે દિવ્ય પ્રેમનો ભોગ ન આપતાં તેમણે હરેક પ્રકારની પીડા અને વિટંબના ભોગવવી કબૂલ રાખી; અને આજે આખું જગત તેવા પવિત્ર પુરુષોના ચરણે પડે છે.

અંતરનો ઉદ્યોત (પ્રકાશ) અને આત્મિક અનુભવ વિના આત્મિક શક્તિ મેળવવાનો બીજો કોઈ માર્ગ નથી.

આ ઉદ્યોત અને અનુભવ ઉચ્ચ આત્મિક તત્ત્વોનો સાક્ષાત્કાર કરવાથી મળે છે; અને આને વાસ્તે તે બાબતનો નિરંતર અભ્યાસ કરવાની તથા તેને વ્યવહારમાં મૂકવાની ખાસ જરૂર છે.

દાખલા તરીકે દિવ્ય પ્રેમનો વિષય વિચારો અને તેની પૂરેપૂરી સમજ મેળવવાને શાન્તિથી તથા એકાગ્રતાથી તેનું ધ્યાન ધરો. તે દિવ્ય પ્રેમના પ્રકાશથી તમારી સઘળી ટેવો, તમારાં સઘળાં કાર્યો, તમારી વાણી, તમારો બીજા સાથેનો વ્યવહાર, તમારા છૂપા વિચારો અને વાસનાઓ તપાસો; તેમાં જે કાંઈ દિવ્ય પ્રેમને અનુકૂળ ન હોય તે સર્વને દૂર કરવા યથાશક્તિ પ્રયત્ન કરો. તમે આ રીતે જેમજેમ પ્રયત્ન કરતા જશો, તેમતેમ દિવ્ય પ્રેમનું ખરું સ્વરૂપ વધારે ને વધારે સ્પષ્ટ રૂપમાં તમારી આગળ પ્રકટ થતું જશે અને તમારી ખામીઓ પણ તેની સાથે સરખાવતાં આબેહૂબ સ્વરૂપમાં ભાસશે. આ રીતે તમને વધારે પ્રયત્ન કરવાની ઇચ્છા થશે. એકવાર તે અનુપમ અને અલૌકિક સ્વર્ગીય પ્રેમની 'ઝાંખી' કર્યા પછી જ્યાં સુધી તમે તમારી નિર્બળતા, સ્વાર્થતા અને ખામીઓ દૂર કરીને તે સ્વર્ગીય પ્રેમને અનુકૂળ તમારું ચારિત્ર્ય બનાવશો નહિ, ત્યાં સુધી તમે પ્રયત્ન કર્યા જ કરશો અને આવું આંતર ઐક્ય યાને સમભાવ તે જ આત્મિક શક્તિ છે.

આ રીતે દિવ્ય પ્રેમનું ધ્યાન કર્યા પછી, શુદ્ધતા કે દયાનાં

તત્ત્વો ધ્યાનને માટે પસંદ કરો અને દિવ્ય પ્રેમની માફક આ તત્ત્વોને પણ તમારા જીવનવ્યવહારમાં ઓતપ્રોત વણી દો. જો તમે દઢ નિશ્ચયથી આ કામનો આરંભ કરશો અને તમારા નિશ્ચયને વળગી રહેશો તો જ્યાં સુધી તમારા હૃદયમાંથી દરેક પ્રકારની મલિનતા ધોવાઈ ન જાય અને જ્યાં સુધી તમારા હૃદયમાંથી સખ્ત, નિર્દય અને દુષ્ટ વૃત્તિ સર્વથા દૂર ન થાય, ત્યાં સુધી તમે અટક્યા વિના એ તત્ત્વોને અમલમાં મૂકવાનું કામ કર્યા જ કરશો.

"જે પ્રમાણમાં તમે આ તત્ત્વોને સમજો, અનુભવો, સાક્ષાત્કાર કરો અને તેના ઉપર આધાર રાખો, તે પ્રમાણમાં તમે આત્મિક શક્તિ મેળવી શકશો અને તે શક્તિ વધારે ને વધારે ધીરજ, નિર્વિકારીપણું અને સમતોલવૃત્તિના રૂપમાં તમારામાં પ્રગટ થતી જશે. નિર્વિકારીપણું યાને વૈરાગ્ય ઇન્દ્રિયદમન ઉપર આધાર રાખે છે. ધીરજ એ જ્ઞાનનું અથવા જ્ઞાનીનું ઉમદા લક્ષણ છે અને જીવનના ઉદ્વેગ ઉત્પન્ન કરાવનાર સઘળા સંજોગોમાં અભંગ શાન્તિ–સમતોલ વૃત્તિ ધારણ કરી રાખવી એ જ પરમ શક્તિનું ઉત્તમ લક્ષણ છે. આ જગતમાં જગતના વ્યવહાર પ્રમાણે અથવા માની લીધેલા વિચારો પ્રમાણે વર્તવું તે ઘણું સહેલું છે; અને એકાંતમાં પોતાને મનમાનતા વિચારો પ્રમાણે વર્તવું તે પણ સહેલું છે; પણ જે મનુષ્ય મનુષ્યોનાં ટોળાં વચ્ચે વસવા છતાં એકાંતમાંના પોતાના સ્વતંત્ર વિચારો પ્રમાણે કોઈ પણ પ્રકારના ઉદ્વેગ વિના ચાલી શકે છે, તે જ ઉત્તમોત્તમ મનુષ્ય છે."     —એમર્સન

કેટલાક યોગીઓ એવો મત પ્રતિપાદિત કરે છે કે, સમતોલ વૃત્તિની પરાકાષ્ઠા એ જ ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ છે અને તે શક્તિ વડે ચમત્કારો બની શકે છે. ખરેખર જેણે પોતાના આંતરબળ ઉપર એવો કાબૂ મેળવ્યો હોય કે ગમે તેવો ઉદ્વેગ ઉત્પન્ન કરાવનારો પ્રસંગ પણ તેની સમતોલવૃત્તિને ડગાવી શકે નહિ,

તેવો મનુષ્ય પોતાની શક્તિઓને પોતાની ઇચ્છાનુસાર દોરવી શકે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. તેવા મનુષ્યોને ચમત્કાર એ સ્વાભાવિક બાબત છે. આત્મસંયમ, ધૈર્ય અને સમતોલવૃત્તિમાં વૃદ્ધિ પામવી એજ બળ અને શક્તિમાં વધવા બરાબર છે. જો તમે ખરી રીતે ઉપર જણાવેલા સદ્‌ગુણોમાં વધવા માગતા હો, તો તમારે તે તે સદ્‌ગુણોને તમારી ઉચ્ચ ભાવનારૂપ ગણીને તે પ્રમાણે વર્તવાને પ્રયત્ન કરવો જોઈએ. જ્યારે બાળક કોઈની મદદ સિવાય ચાલવાને મથે છે, ત્યારે તેને ઘણા સખ્ત પ્રયત્નો કરવા પડે છે અને ઘણી વાર નિષ્ફળ નીવડ્યા પછી અંતે વિજય મેળવે છે. તેવી જ રીતે જો તમારે આ બાબતમાં વિજય મેળવવો હોય તો કોઈની પણ મદદ વિના એકલા ઊભા રહેતાં શીખવું જોઈએ. રૂઢિ, ચાલતી આવેલી વાતો અને લોકોએ માની લીધેલા સંપ્રદાયનાં બંધનો અને બીજાના અભિપ્રાયો—એ સર્વની ગુલામગીરીમાંથી છૂટા થવાને પ્રયત્ન કરો; આ રીતે તમે મનુષ્યોના ટોળામાં એકલા અને કોઈની સહાય વિના ઊભા રહેતાં શીખશો. તમે તમારી નિર્ણય કરવાની શક્તિ ઉપર આધાર રાખો; તમારા અંતઃકરણના આદેશને માન આપો; તમારી અંદર રહેલા આત્મપ્રકાશને અનુસરો. સઘળા બાહ્ય પ્રકાશો ભૂતના ભડકા સમાન છે. ઘણા મનુષ્યો તમને એમ કહેશે કે તમે મૂર્ખ છો, તમારી અનુમાન કરવાની શક્તિ ભૂલભરેલી છે, તમારું અંતઃકરણ જૂઠું છે અને તમારો અંતર-પ્રકાશ અંધકારમય છે; પણ તમે જરા પણ તેમની દરકાર કરતા નહિ.

જો બીજા મનુષ્યો કહેતા હોય તે વાત સત્ય હોય તો તમારે સત્યના ઉપાસક તરીકે જેમ બને તેમ જલદીથી તે ભૂલ શોધી કાઢવી જોઈએ; અને તમારી શક્તિઓની કસોટી કરવાથી જ આ બાબતની શોધ તમે કરી શકશો. માટે બહાદુરીથી તમારા પોતા-

ના માર્ગે પ્રયાણ કરો. તમારું અંતઃકરણ તો તમારું પોતાનું છે, અને તે પ્રમાણે વર્તવું એ જ તમારું મનુષ્યત્વ સિદ્ધ કરવા બરોબર છે.

જે મનુષ્યો બીજાના અંતઃકરણ પ્રમાણે વર્તે છે, તેઓ બીજાના વિચારના ગુલામ છે. તમે આ માર્ગે પ્રયાણ કરતાં ઘણી વાર નિષ્ફળ નીવડશો, ઘણી વાર તમારે ઘા સહન કરવા પડશે અને કેટલીય વાર તમારે જ્યાં ત્યાં ધબ્બા ખાવા પડશે; પણ જો શ્રદ્ધા રાખી તમે તમારે માર્ગે ચાલ્યા કરશો, તો જરૂર તમે અંતે વિજય મેળવશો. ખડકને-સત્ય તત્ત્વને શોધી કાઢો; અને શોધ્યા પછી તેને દૃઢતાથી વળગી રહો. બરાબર મજબૂતીથી તમારો પગ તે ખડક ઉપર મૂકો અને તેના ઉપર ટટાર ઊભા રહો. ત્યાં સ્થિર ઊભા રહીને તમે સ્વાર્થનાં મોજાંઓ અને તોફાનને હંફાવશો, કારણ કે તે ખડક ઉપર તમે ઊભેલા હોવાથી તેઓ તમને અસર કરી શકશે નહિ. ઊલટું તે મોજાંઓનો અવાજ અને ફીણ તમને એક જોવા લાયક નાટકરૂપ થઇ પડશે. દરેક પ્રકારની સ્વાર્થતા તે બળનો ક્ષય, નિર્બળતા અને મૃત્યુ છે; અને નિઃસ્વાર્થતા તે બળસંચય કરવારૂપ છે. તે જ ખરું જીવન છે. જેમ જેમ તમે આત્મિક જીવન ગાળતા જશો અને અચળ તત્ત્વો પર શ્રદ્ધા રાખી વર્તશો, તેમ તેમ તમે તે તત્ત્વોના જેવા સુંદર અને નિર્વિકારી થશો અને તેમના અમરત્વની મીઠાશ તમે અનુભવશો. અને આખરે તમને તમારી અંદર રહેલા પરમ તત્ત્વનો નિઃસંશય સાક્ષાત્કાર થશે.

## ૩ : નિઃસ્વાર્થ પ્રેમનો સાક્ષાત્કાર

એમ કહેવામાં આવે છે કે, જ્યારે જ્યારે માઇકલ એન્જેલો નામનો શિલ્પશાસ્ત્રી એક પથ્થરનો ખડબચડો કકડો જોતો, ત્યારે ત્યારે તેની અંદર તે સુંદરતાનો નમૂનો જોઈ શકતો અને કહેતો કે તે પથ્થરમાં રહેલી સુંદર આકૃતિ બહાર લાવવાને મોટા કારીગરના હાથની જરૂર છે. તે જ પ્રમાણે આપણા દરેકમાં દિવ્ય આકૃતિ ગુપ્ત રહેલી છે, તેને પ્રકટ કરવાને શ્રદ્ધારૂપી કારીગરની અને ધીરજરૂપી ટાંકણાની જરૂર છે. જો શ્રદ્ધા અને ધીરજ મનુષ્યમાં હોય તો તે દિવ્ય આકૃતિ નિષ્કલંક અને નિઃસ્વાર્થી પ્રેમરૂપે પ્રકટ થાય છે.

દરેક માનવહૃદયમાં દિવ્ય પ્રેમ પ્રકાશી રહેલો છે. જોકે ઘણીવાર તે પ્રકાશ મોટી અને સહેલાઈથી ન ભેદી શકાય તેવી દીવાલોથી આચ્છાદિત થયેલો હોય છે, છતાં માનવહૃદયમાં દિવ્ય પ્રેમ તો છે જ અને તે પ્રેમ અમર અને શાશ્વત છે. તે જ મનુષ્યમાં રહેલું સત્ય છે. તે જ આત્માની શાશ્વત દોલત છે અને તે પ્રેમ જ ખરો અને અમર પદાર્થ છે. દુનિયામાં સઘળું બદલાય છે અને નાશ પામે છે, પણ આ દિવ્ય પ્રેમ તો શાશ્વત છે-તે કદાપિ બદલાતો નથી.

ઉચ્ચમાં ઉચ્ચ પ્રકારનું સદ્ગુણી અને ધાર્મિક જીવન ગાળવાના દૃઢ અને સ્થાયી અભ્યાસથી આ દિવ્ય પ્રેમનો કાંઈક આપણને અનુભવ થાય છે. જે મનુષ્યો આ દિવ્ય પ્રેમમાં જ રમે છે અને તેનો સંપૂર્ણ અનુભવ કરે છે, તેઓ અહીં વસવા છતાં આત્માનું અમરત્વ અનુભવે છે, સત્યનો સાક્ષાત્કાર કરે છે, પરમ પ્રભુ સાથે ઐક્ય સાધે છે, વસ્તુમાત્રનું ખરું રહસ્ય સમજે છે અને પોતાનો દિવ્ય સ્વભાવ પ્રકટ કરે છે.

પણ પ્રેમની આવી પરાકાષ્ઠાએ પહોંચવાને, તેનો સાક્ષાત્કાર કરવાને, મનુષ્યે ઘણા ખંતથી અને દૃઢતાપૂર્વક પોતાના મન અને હૃદયને કેળવવાં જોઇએ, ધૈર્ય વધારવું જોઇએ અને શ્રદ્ધાને ખીલવવી જોઇએ. કારણ કે 'દિવ્ય પ્રેમ'નું આપણને દર્શન થાય, તે પહેલાં ઘણી મુશ્કેલીઓ હઠાવવી પડે છે અને સ્થિતિઓ પ્રાપ્ત કરવી પડે છે. જે મનુષ્ય આ દિવ્ય પ્રેમ જોવાને અને અનુભવવાને પ્રયત્ન કરે છે, તેને અનેક પ્રકારની કસોટીઓમાંથી જરૂર પસાર થવું પડે છે. તેની ધીરજની તો ખાસ કસોટી કાઢવામાં આવે છે; કારણ કે જેનામાં ઉચ્ચ પ્રકારની ધીરજ નથી હોતી, તે મનુષ્ય કેવી રીતે દિવ્ય જ્ઞાન અને દિવ્યતા પ્રાપ્ત કરી શકે?

એક પ્રખ્યાત લેખક જણાવે છે કે, જેઓ કામ કરીને ફળ આવે ત્યાં સુધી ધીરજ ધારી રાખે છે, તેઓ પણ ખરા 'સેવકો' છે. જેમજેમ તેઓ આગળ વધવા માંડે છે, તેમતેમ ઘણીવાર તેમનું કામ નિષ્ફળ જતું હોય અને તેમના પ્રયત્નો નિરુપયોગી થતા હોય એમ તેમને જણાય છે. આ કામમાં જરા ઉતાવળું પગલું ભરવાથી તેમનું કામ બગડી જતું લાગે છે. ઘણીવાર તેમને એમ ભાસે છે કે મારું કામ હવે પૂરું થયું અને હું દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર કરવાની તૈયારીમાં છું, તેવામાં એકાએક તે દિવ્યપ્રેમની આકૃતિ અદૃશ્ય થાય છે અને તેને બદલે તે પોતાની

સ્વાર્થમિશ્રિત બેડોળ આકૃતિ નિહાળે છે. આ રીતે કડવો અનુભવ મળે છે અને આ અનુભવની મદદથી તે હવે તે માર્ગે નહિ જતાં આગળ વધવા માંડે છે. પણ જે મનુષ્યે ઉચ્ચમાં ઉચ્ચ પ્રેમ અનુભવવાને મન સાથે દઢ પ્રતિજ્ઞા કરી છે, તે મનુષ્ય નિષ્ફળતા શું તે સમજતો નથી. સઘળા પરાભવો એ દેખીતા છે, પણ ખરા નથી. દરેક ભૂલ, દરેક ખામી, દરેક પ્રકારની સ્વાર્થપરાયણતાથી દુઃખ પામી આપણે નવો પાઠ શીખીએ છીએ—નવો અનુભવ મેળવીએ છીએ. એ અનુભવ વડે આપણો આગળનો માર્ગ વધારે સુગમ થતો જાય છે. દરેક પ્રકારના અનુભવમાંથી દિવ્ય જ્ઞાનની ચિણગારી ઉત્પન્ન થાય છે અને તે પોતાનું સાધ્યબિંદુ સાધવાને પ્રયત્ન કરનાર મનુષ્યને તેના માર્ગમાં ઘણે દરજ્જે મદદગાર થઈ પડે છે. એક કવિએ લખ્યું છે કેઃ—

'જો આપણે આપણા દુર્ગુણોને આપણા પગ તળે કચરી નાખીએ તો આપણા દુર્ગુણો તે સદ્‌ગુણોરૂપે પરિણમે; અને સદ્‌ગુણોરૂપી પગથિયાં વડે આપણે એક અચળ નિસરણી બનાવીએ અને આગળ ચડ્યા કરીએ.'

જે મનુષ્ય આ ઉચ્ચ ધોરણને લક્ષમાં રાખી પોતાનું જીવન ઉન્નત બનાવવાને પ્રયત્ન કરે છે, તે મનુષ્યને તેના દુર્ગુણો શબ જેવા લાગે છે અને તેના ઉપર પગ મૂકી તે આગળ વધે છે. જો તમે તમારી ખામીઓને, તમારાં દુઃખો અને તમારી દિલગીરીને તમારી નિર્બળતા અને તમારા દોષ બતાવનાર તરીકે માનો અને જો તમે ઉચ્ચ ભાવનાથી ક્યાં પતિત થાઓ છો તે બતાવનાર તેમને માનો, તો પછી તમે આત્મનિરીક્ષણ કરતાં શીખશો અને દરેક ભૂલ ઉપરથી અથવા દુઃખના પ્રસંગ ઉપરથી કઈ દિશામાં તમારે કામ કરવું જોઈએ એ તમને સ્પષ્ટ જણાઈ આવશે. વળી સંપૂર્ણ પ્રેમ અથવા દિવ્યતા પ્રાપ્ત કરવાને તમારે

હૃદયમાંથી કઈ કઈ વાસનાઓને દૂર કરવી જોઈએ એ પણ ખુલ્લી રીતે તમે સમજી શકશો. આ માર્ગે જેમજેમ તમે આગળ વધતા જશો અને આંતરિક સ્વાર્થવૃત્તિથી જેમજેમ દૂર થતા જશો તેમ-તેમ નિઃસ્વાર્થ પ્રેમ તમારી દૃષ્ટિ આગળ વધારે ને વધારે ભવ્ય સ્વરૂપમાં પ્રકટ થતો જશે. જ્યારે તમે વધારે ધીરજવાળા અને શાંત થશો, જ્યારે તમારું ચીડિયાપણું, ઉદ્વેગ અને ક્ષણે ક્ષણે બદલાતી માનસિક સ્થિતિ તમારાથી દૂર ભાગશે અને જ્યારે મોટા માનસિક વિકારો અને ખોટા દુરાગ્રહોનું પ્રાબલ્ય તમારા પર ચાલશે નહિ, ત્યારે તમે માનજો કે તમારામાં દિવ્યતાના અંશ પ્રકટ થતા જાય છે, તમે ઉચ્ચતાની સમીપ આવતા જાઓ છો અને જે મેળવવાથી અમરત્વ અને અનંત શાન્તિ મળે છે, તે નિઃસ્વાર્થ પ્રેમ તમારામાં ખીલતો જાય છે. માનુષી પ્રેમ અને દિવ્ય પ્રેમમાં મોટો ભેદ એ છે કે દિવ્ય પ્રેમ પક્ષપાત વિનાનો છે; જ્યારે માનુષી પ્રેમ બધી વસ્તુઓને દૂર કરીને એક જ વસ્તુને વળગે છે અને તે વસ્તુ તેનાથી દૂર જાય છે તે વખતે તે પ્રેમી મનુષ્યને પારાવાર ખેદ અને શોક થાય છે. દિવ્ય પ્રેમમાં આખું જગત આવી જાય છે અને તે પ્રેમ અમુક ભાગને નહિ વળગી રહેતાં આખા વિશ્વને પોતાના પ્રેમમાં ગૂંથી દે છે. જે મનુષ્ય માનુષી પ્રેમ વધારે પવિત્ર અને વિસ્તારવાળો બનાવીને તે પ્રેમમાંથી ધીમે ધીમે અપવિત્રતા અને સ્વાર્થના બધા અંશો દૂર કરીને દિવ્ય પ્રેમ સમીપ આવે છે, તે મનુષ્ય સર્વથા દુઃખથી મુક્ત થાય છે. માનુષી પ્રેમ સાંકડો, સંકુચિત અને સ્વાર્થમિશ્રિત છે, તેથી જ દુઃખ થાય છે. જે પ્રેમ એટલો શુદ્ધ છે કે કાંઈ પણ ચીજની સ્પૃહા રાખતો નથી, તે પ્રેમમાંથી કદાપિ દુઃખની ઉત્પત્તિ થઈ શકે નહિ. આ રીતે માનુષી પ્રેમ કરતાં દિવ્ય પ્રેમ ઉત્તમ છે એમ બતાવ્યું; તે છતાં આ સ્થળે જણાવવાની જરૂર છે કે દિવ્ય પ્રેમ

ભણી જવાને માનુષી પ્રેમ એ ખાસ જરૂરનું પગથિયું છે અને જે મનુષ્ય ઊંડામાં ઊંડો અને ઉચ્ચમાં ઉચ્ચ માનુષી પ્રેમ દર્શાવવાને શક્તિમાન નથી, તે કદાપિ દિવ્ય પ્રેમ પ્રકટ કરી શકે નહિ. કેવળ માનુષી પ્રેમ અને દુઃખના અનુભવથી જ છેવટે જીવાત્મા દિવ્ય પ્રેમ ભણી પહોંચી શકે છે અને તે અનુભવી શકે છે.

માનુષી પ્રેમ આકાર ઉપર આધાર રાખે છે અને જેમ આકારો નાશવંત છે, તેમ તેના ઉપર આધાર રાખતો માનુષી પ્રેમ પણ નાશવંત છે. પરંતુ જે પ્રેમ બહારના આકાર ઉપર નહિ પણ આકારની પાછળ રહેલા આત્મતત્ત્વ ઉપર આધાર રાખે છે, તે તો સ્થાયી અને હંમેશનો છે; કારણ કે ખુદ તે આત્મતત્ત્વ અમર છે.

સઘળા માનુષી પ્રેમ માનુષી દ્વેષને ઉત્પન્ન કરવાવાળા છે. પણ જે દિવ્ય પ્રેમ છે તે સર્વવ્યાપી હોવાથી તેના પ્રદેશમાં તો સર્વ કોઈ આવી જાય છે અને તેથી કોઇને પણ ધિક્કારવાનું રહેતું જ નથી. તે તદ્દન છૂટો અને સ્વાર્થરહિત છે તેથી તે જ્યાં જાય ત્યાં સર્વ ઉપર એકસરખી રીતે પોતાની સુગંધ ફેલાવે છે.

માનુષી પ્રેમ પણ વસ્તુતઃ તો દિવ્ય પ્રેમનું આ જગતમાં પ્રતિબિંબ છે; અને તે મનુષ્યને સત્તત્ત્વ જે નિર્વિકારી અને દુઃખરહિત ઉચ્ચ પ્રેમ છે, તે ભણી ધીમેધીમે લઈ જાય છે.

જગત ભણી નજર કરતાં આપણને સહેજ જણાય છે કે એક માતા પોતાના એકના એક બાળકને જ્યારે ખોળામાં લઈ બેઠી છે, ત્યારે તે બાળકનું સુંદર અને કોમળ શરીર જોઈ તેને અતિશય લાડ લડાવે છે અને ગાંડીઘેલી બની જાય છે. પણ જ્યારે તે બાળકને તે મરણવશ થયેલું જુએ છે, ત્યારે તેના શોકનો પાર રહેતો નથી. તેની આંખમાંથી અશ્રુપ્રવાહ વહ્યા કરે છે. આમ આંખમાંથી આંસુનું વહેવું અને હૃદયનું અંતરથી બળવું તથા ચિરાવું, તે વસ્તુતઃ તેના લાભને સારુ જ છે; કારણ કે આ અનુ-

ભવથી જ તે બરાબર રીતે બાહ્ય અને ઇન્દ્રિયોના વિષયોથી ઊપજતા સુખનું ખરું સ્વરૂપ સમજે છે અને છેવટે તેનો આત્મા સત્ તત્ત્વ–આત્મા ઉપરના પ્રેમ ભણી દોરવાય છે.

જ્યારે પોતાનું પ્રેમપાત્ર મરણ પામે ત્યારે પ્રેમીજન (ભાઈ, બહેન, પતિ કે પત્ની) અતિ દુઃખી થાય અને તીવ્ર વિયોગદુઃખ અનુભવે એ તેમના કલ્યાણ વાસ્તે છે; કારણ કે આ રીતે તેઓ વસ્તુઓના બાહ્યસ્વરૂપ ઉપર આધાર રાખવાને બદલે તેના આંતરતત્ત્વ ઉપર વિશ્વાસ રાખતાં શીખશે. મહાન કવિ વર્ડ્ઝવર્થે ઘણી સ્પષ્ટ રીતે કહ્યું છે કેઃ—

'જેમનો પ્રેમ દરેક ક્ષણે બદલાતી બાહ્ય સુંદરતા પર આધાર રાખે છે, તેમની આશા નિષ્ફળ જવાની; પણ જેમના હૃદયને બાહ્ય ફેરફારની જરા પણ અસર થતી નથી, તેમનાં હૃદયમાં એક જાતનું અમર પુષ્પ ઊગે છે અને તે જમીન ઉપર ઊગવા છતાં સ્વર્ગીય વાતાવરણનો આસ્વાદ આપે છે.'

જે લોકો અભિમાની છે, સ્વાર્થી છે, લોભી છે, તેમનું માનભંગ થાય, તેમનો સ્વાર્થ ન સરે અને તેમની કંગાળ સ્થિતિ થાય એ તેમના કલ્યાણને વાસ્તે સારો માર્ગ છે. દુઃખની બળતી ચિતાઓમાંથી તેમને પસાર થવું પડે એ પણ સારું છે; કારણ કે આ રીતે જ તેઓ પોતાની હલકી વૃત્તિઓનું દુઃખગર્ભિતપણું અને ક્ષણિક સુખ આપવાપણું સમજશે, અને આ રીતે જ તેમનું હૃદય નરમ અને પવિત્ર થશે તેમજ સત્ય અંગીકાર કરવાને યોગ્ય બનશે.

જ્યારે માનુષી પ્રેમમાં દુઃખનો ડંખ વાગે છે, જ્યારે મિત્રો આપણને દુઃખ કે શોકના વખતમાં તજી જાય છે, અથવા તો જ્યારે આપણા વિશ્વાસપાત્ર મનુષ્યો વિશ્વાસઘાત કરી આપણને અપયશમાં રખડાવે છે, ત્યારે આપણું હૃદય રક્ષણ આપનાર દિવ્ય

પ્રેમ તરફ ફરે છે અને ત્યાં એકાંત શાન્તિનો કાંઇક અનુભવ કરે છે. જે દિવ્ય પ્રેમનો આશ્રય લે છે તે કદાપિ નિરાધાર સ્થિતિમાં આવી પડતો નથી, તેના પર કદાપિ દુઃખનું વાદળ આવી ચડતું નથી અથવા ઉદાસીનો કાળો પડછાયો તેના પર કદાપિ પડતો નથી. કસોટીને પ્રસંગે તે દિવ્ય પ્રેમ તેનો ત્યાગ કરતો નથી.

જે હૃદય દુઃખ વેઠી વેઠીને નરમ અને પવિત્ર થયું છે, તેજ હૃદયમાં દિવ્ય પ્રેમ પ્રકટ થઈ શકે છે. અને જ્યારે અજ્ઞાન અને હુંપણાની મોટી દીવાલો હૃદય પરથી તોડી નાખવામાં આવે છે, ત્યારે જ દિવ્ય પ્રેમનો સૂર્ય હૃદયસરોવર પર તેના તેજસ્વી સ્વરૂપમાં પ્રકાશે છે.

જે પ્રેમ અંગત તૃષ્ણાઓ અથવા સ્વાર્થી બદલાની અપેક્ષા રાખતો નથી, જે પક્ષપાત વિનાનો છે અને જે કદાપિ બીજાના હૃદયને દુઃખનું કારણ થતો નથી, તે જ પ્રેમ ખરી રીતે દિવ્ય પ્રેમના નામને લાયક છે.

જે મનુષ્યો સ્વાર્થી છે અને અંગત લાભોની જ દરકાર કરવાવાળા છે, તેઓ એમ માને છે કે, દિવ્ય પ્રેમ એ તો ઈશ્વરી બક્ષિસ છે અને આપણે તે મેળવી શકીએ જ નહિ–તે આપણી સત્તાની બહારની વાત છે, માટે તે મેળવવા પ્રયાસ કરવો નિરર્થક છે. પણ આમ માનવું તે મોટી ભૂલ છે. ખરી વાત છે કે દિવ્ય પ્રેમ સ્વાર્થી મનુષ્યોને વાસ્તે બહુ દુર્લભ છે, પણ જ્યારે હૃદય અને મન સ્વાર્થી તૃષ્ણાઓથી મુક્ત થાય છે ત્યારે નિઃસ્વાર્થી ઉચ્ચ પ્રેમ તે 'ખરી વસ્તુ' બને છે. અને આ **દિવ્ય પ્રેમનો અનુભવ કરવો એનું નામ જ 'ઈશ્વરનો પ્રસાદ.'** આ પ્રેમ જ મનુષ્યને પાપથી બચાવે છે અને તેને લોભ કે લાલચના ફંદામાંથી ઉગારે છે.

પણ આવો ઉચ્ચ અનુભવ શી રીતે થઈ શકે? આ સવા-

લના ઉત્તરમાં મનુષ્ય પ્રત્યે દિવ્ય પ્રેમ કહે છે કે, 'તારા આત્માને ખાલી કર; અને પછી તેને હું ભરી દઇશ.' જ્યાં સુધી હુંપણું નાશ ન પામે ત્યાં સુધી દિવ્ય પ્રેમ કદાપિ પ્રકટ થઈ શકે નહિ, કારણ કે હુંપણું એ જ પ્રેમનો અભાવ છે.

જ્યાં સુધી આત્મા ઉપરથી હુંપણાનો પથ્થર ખસ્યો નથી, ત્યાં સુધી પવિત્ર પ્રેમ કદાપિ હૃદયમાંથી બહાર નીકળી શકશે નહિ. માટે પ્રેમને સ્થાન આપવાને તમારા હૃદયમંદિરમાંની સર્વ અશુદ્ધિ દૂર કરો. સર્વ અશુદ્ધિનું મૂળ હુંપણું અને દ્વેષ છે; માટે જો તમારે દિવ્ય પ્રેમની જરૂર હોય તો હુંપણાને કચરી નાખો અને તેને બદલે નિરભિમાનને અંગીકાર કરો. દ્વેષને દૂર કરવાને પ્રેમી બનો; કારણ કે (મહાત્મા બુદ્ધે કહ્યું છે તેમ) દ્વેષ કદાપિ દ્વેષથી નાશ પામતો નથી, પણ પ્રેમથી જ નાશ પામે છે. માટે પ્રેમને દરેક પ્રસંગે ખીલવતા જાઓ. તમારી સ્વાર્થી તૃષ્ણાઓ અને કાર્યોથી દરેક પળે તમે આ પ્રેમભાવનાને ગરદન મારો છો એ વિચારો અને તે પ્રેમભાવના જેમ વધુ ને વધુ ખીલી નીકળે તેમ પ્રયત્ન કરો.

અમુક દેવ ઉપર શ્રદ્ધા રાખવાથી તમે તમારા પાપથી મુક્ત થઈ જશો એમ કહેનાર ઉપર ભરોસો રાખતા નહિ. શું તમે તમારા ચીડિયા સ્વભાવથી, તમારી ઉશ્કેરાઈ જાય તેવી વૃત્તિથી, તમારી અભિમાન-વૃત્તિથી, તમારા દ્વેષથી, બીજાની નિંદા કરવાના તમારા સ્વભાવથી અને એકદમ બીજા મનુષ્ય સંબંધી અભિપ્રાયો બાંધવાની તમારી આદતથી-આ બધાથી શું તમે મુક્ત થયા છો ? જો આ સર્વ બંધનો તમારા હૃદયને જકડીને બાંધી રાખતાં હોય, તો તમારા દેવનો દિવ્ય પ્રેમ તમારા હૃદયમાં શી રીતે દાખલ થઈ શકશે ? અને જ્યાં સુધી તે દાખલ નહિ થઈ શકે ત્યાં સુધી તમે આ બંધનોથી શી રીતે મુક્ત

થશો ? જે મનુષ્યે દિવ્ય પ્રેમનો અનુભવ કર્યો છે, તે મનુષ્ય આખોય બદલાઇ જાય છે. તે સ્વાર્થી તૃષ્ણાઓથી ખેંચાઈ જતો નથી; તે જ્યાં જાય છે ત્યાં તેના ધૈર્ય, તેની પવિત્રતા, તેના આત્મસંયમ, તેના હૃદયની ઉદારતા અને માધુર્ય માટે પ્રખ્યાત થાય છે.

દિવ્ય પ્રેમ એ કાંઈ એક છૂટો-છવાયો વિચાર કે ક્ષણિક માનસિક ઊભરો નથી, પણ તે તો જ્ઞાનની એક સ્થિતિ છે, જે સ્થિતિમાં રહીને મનુષ્ય દુઃખને પોતાના પર અસર કરવા દેતો નથી અને ઉચ્ચ આનંદનો અનુભવ કરી શકે છે. જે મનુષ્યો ખરા જ્ઞાની છે, તેમને મન ઉચ્ચ જ્ઞાન અને ઉચ્ચ આનંદમાં જરા પણ ભેદ લાગતો નથી. ઉચ્ચ જ્ઞાન એ જ ઉચ્ચ આનંદ છે અને ઉચ્ચ આનંદ એ જ ઉચ્ચ જ્ઞાન છે.

આખું જગત આ દિવ્ય પ્રેમનો અનુભવ કરવા તરફ ગતિ કરતું હોય તેમ જણાય છે. આ જગતની હયાતી તેટલા માટે જ છે. મનુષ્યો સુખની શોધમાં ફરે છે અને વસ્તુઓ, વિચારો અને ભાવનાઓ મેળવવાને કે અનુભવવાને મથે છે, તે સર્વનો મૂળ હેતુ આ દિવ્ય પ્રેમનો અનુભવ છે. પણ મનુષ્યો હાલમાં ઘણે ભાગે આ દિવ્ય પ્રેમનો સાક્ષાત્કાર કરી શકતા નથી, કારણ કે હાલ તેઓ વસ્તુનુ ખરું સ્વરૂપ પિછાણવાને બાહ્ય આકારથી વધારે લલચાય છે. આથી જ દુઃખ અને શોકનું સામ્રાજ્ય જગતમાં ચાલતું માલૂમ પડે છે. જ્યાં સુધી મનુષ્યો દુઃખનો કડવો અનુભવ મેળવી નિઃસ્વાર્થ પ્રેમ અને શાન્તિપૂર્ણ જ્ઞાન ન શોધી કાઢે ત્યાં સુધી આ દુઃખમય સ્થિતિ ચાલ્યા જ કરવાની એ નિઃસંદેહ છે.

જેઓ હુંપણાનો ભોગ આપવાને અને હુંપણાનો ભોગ આપવાથી જે સ્થિતિ આવી પડે તે સ્થિતિમાં નમ્રતાથી રહેવાને ખુશી હોય અને તૈયાર હોય, તે સઘળા મનુષ્યો આ પ્રેમ, આ જ્ઞાન, આ શાન્તિ-આ મનની સ્વસ્થતા મેળવી શકે અને

અનુભવી પણ શકે. આ જગતમાં કોઈની આપખુદ સત્તા ચાલતી નથી. જે સખ્ત સાંકળથી મનુષ્યો બંધાય છે, તે સાંકળ માણસે પોતે બનાવેલી છે. મનુષ્યોને આ દુઃખમય સાંકળ સાથે બંધાવાનું ગમે છે. કોણ જાણે શાથી તેઓ તે સાંકળને ચાહે છે અને માને છે કે આ હુંપણાનું કેદખાનું મીઠું અને મધુરું છે. તેઓ ધારે છે કે જો આ કેદખાનાનો ત્યાગ કરીશું તો પછી આ જગતમાં ભોગવવા યોગ્ય કાંઈ પણ રહેશે નહિ! આ મોટી ભ્રમણા છે—આ 'ખૂબસૂરત બલા' છે. એ બલાના ફંદામાં સર્વ કોઈ ફસાય છે. એક કવિએ કહ્યું છે કેઃ—

'તમે તમારી મેળે દુઃખ પામો છો; તમને કોઈ દુઃખી થવાની ફરજ પાડતું નથી. તમે જીવો કે મરો એમ કોઈ ફરજ પાડતું નથી.'

જે આત્મા પોતાની આસપાસ સાંકળો બાંધી શક્યો અને પોતાની આસપાસ સાંકડું અંધારું કેદખાનું બનાવી શક્યો તે આત્મા (જો ઇચ્છા કરે અને પ્રયત્ન કરે તો) તે સાંકળોને તોડી પણ શકે અને કેદખાનાને ભાગી પણ શકે. પરંતુ જ્યારે કેદખાનાની અસારતાનો તેને અનુભવ થાય અને બહુ દુઃખ વેઠીને અપરિમિત પ્રેમ અને પ્રકાશ મેળવવાને તે લાયક થાય, ત્યારે જ આત્માને આવી ઇચ્છા થાય છે અને ત્યારે જ તે પ્રયત્ન કરે છે.

**આકારની પછવાડે છાયા જાય છે, અગ્નિની પછવાડે ધુમાડો જાય છે, કારણની પછવાડે કાર્ય ચાલ્યું આવે છે અને મનુષ્યનાં કાર્યો અને વિચારો પ્રમાણે તેને સુખ કે દુઃખ મળે છે.** આ જગતમાં એવું એક પણ કાર્ય નથી જેનું પ્રત્યક્ષ કે પરોક્ષ કારણ ન હોય. કાર્ય–કારણનો નિયમ દિવ્ય ન્યાય ઉપર આધાર રાખે છે; અને તેથી તે અચળ છે. માણસો દુઃખ ભોગવે છે તેનું કારણ એટલું જ છે કે થોડા વખત

ને, લુચ્ચાને કે ખૂનીને કેવી રીતે ચાહી શકું ? તેવા મનુષ્યો તરફ અણગમો બતાવવો અને તેમને ધિક્કારવા એ તો મારી ફરજ હોવી જોઈએ.' તેવા મનુષ્યોને ધિક્કારવા એ તમારી ફરજ છે, એમ જ્યારે તમે જણાવો છો ત્યારે તો ખાતરી થાય છે કે તમે હજી સર્વશક્તિમાન પ્રેમનું સ્વરૂપ સમજ્યા નથી. જો પ્રેમનું સ્વરૂપ તમે સમજ્યા હોત, તો જે કારણને લઈને અથવા જે કારણોની પરંપરાને લઇને તે માણસ દારૂડિયો કે ઢોંગી કે લુચ્ચો કે ખૂની બન્યો છે તે કારણ અથવા કારણોની પરંપરાને શોધવાનો તમે યત્ન કરત અને તમારા હૃદયમાંનો નિઃસ્વાર્થ અને સાચો પ્રેમ તમને તે શોધમાં ફતેહ અપાવત. કારણ હાથ લાગતાં, જો કદાપિ તમે શક્તિમાન હોત તો તે કારણોને દૂર કરવાના પ્રયત્ન આદરીને તે વ્યક્તિને નિર્મળ બનાવત અગર તેટલી શક્તિ તમે ખીલવી ન હોત તો છેવટે તેને નરમાશથી શિખામણ આપત. અરે, પ્રેમ એવી તો અલૌકિક ચીજ છે કે વખતે હિતબુદ્ધિએ કોઈ દુર્ગુણીને સુધારવા માટે તેને પ્રથમ દૃષ્ટિએ અપ્રિય લાગે એવી વર્તણૂક ચલાવવી પડે તોપણ અંતરમાં સંપૂર્ણ પ્રેમભાવ રાખીને તે વર્તણૂક ચલાવવામાં આવતી હોવાથી તેથી દુઃખ થવાને બદલે સુખ જ થાય છે.

જેઓ દુષ્ટ પુરુષ ઉપર નહિ, પણ પુરુષની દુષ્ટતા પર ધિક્કાર બતાવતાં શીખ્યા હોય છે, તેઓ સાર્વભૌમ રાજપ્રેમનો બાંધેલો કાયદો તોડ્યાનો દોષ કરી શકતા જ નથી.

જે મનુષ્યોમાં આવો આંતરપ્રકાશ હોય છે, તેઓ કોઈ પણ મનુષ્ય તરફ અણગમો બતાવી શકતા નથી, તેમજ કોઈ પણ મનુષ્યને ધિક્કારતા નથી, પણ અખંડ શાંતિથી અને સંપૂર્ણ દયાસહિત તેઓ આવા મનુષ્યો તરફ જોઈ શકે છે.

તમે કોઈ મનુષ્યની પ્રશંસા કરતા હો, તેવામાં કોઈ કારણ-

સર તે માણસ તમારી આડો આવે, અથવા તમને પસંદ ન પડે એવું કોઈ કામ કરે ત્યારે તમે તે મનુષ્યને ધિક્કારો છો અને તેના વિષે હલકા શબ્દો બોલો છો. આવું તમારું વર્તન બતાવી આપે છે કે તમે નિઃસ્વાર્થ પ્રેમનો અનુભવ કર્યો નથી. જો તમે તમારા હૃદયમાં બીજાઓનું બૂરું ઇચ્છતા હો અથવા બૂરી કલ્પનાઓ કરતા હો તો ખરેખર તમે નિઃસ્વાર્થ પ્રેમથી ઘણે દૂર છો એમ જરૂર માનજો.

સર્વ વસ્તુઓના મધ્યભાગમાં પ્રેમ છે. પ્રેમ એ સર્વવ્યાપી ભાવ છે, એમ જેણે અનુભવ કર્યો છે તેવો મનુષ્ય કદાપિ કોઈ તરફ દ્વેષ બતાવતો નથી.

સામાન્ય રીતે મનુષ્યો આ પ્રેમનું સ્વરૂપ અને બળ સમજતા નથી, અને તેથી તેઓ ગહન વિષયમાં પણ ન્યાય કરવાનું અથવા તો બીજાને પાયમાલ કરવાનું કામ કરે છે. આવું કામ કરતી વખતે, મનુષ્યોના હૃદયની પરીક્ષા કરવાની પોતામાં શક્તિ છે કે નહિ તે વિચાર તેમને રહેતો નથી. જ્યારે મનુષ્યો પોતાના વિચારોથી, અથવા સુધારાથી, અથવા પોતાની કામ કરવાની રીતભાતથી જરા જુદા પડે છે, ત્યારે બીજા લોકો તેમને ગાંડા, ખસી ગયેલા મગજના, બુદ્ધિવગરના, મૂઢ, અપ્રામાણિક અને ઢોંગી ગણે છે. પછી જે મનુષ્યો પોતાના વિચારોને લગભગ મળતા આવે છે, તેમને તેઓ પ્રશંસાપાત્ર અને યોગ્ય પુરુષો તરીકે લેખે છે. આ એક જાતની 'ભૂલ' છે.

ઉત્તમ મનુષ્ય તો સઘળા તરફ મનની શાંતિ અને હૃદયનું માધુર્ય દાખવે છે. દુર્ગુણી અને સદ્‌ગુણી, મૂર્ખ અને ડાહ્યા, અભણ અને ભણેલા, નિઃસ્વાર્થ અને સ્વાર્થી સઘળા મનુષ્યો તેના શાંત વિચારના આશીર્વાદનો અપૂર્વ લાભ મેળવે છે.

આત્માને કાબૂમાં રાખવાના સતત અભ્યાસથી અને સ્વાત્મ

અગાઉ અથવા તો ઘણા વખત પહેલાં ભૂતકાળમાં તેમણે અશુભ બીજ રોપેલાં છે. જો તેમણે ભૂતકાળમાં સારાં બીજો રોપ્યાં હોય છે, તો તેઓ આનંદનો પાક લણે છે. આ સાદા જણાતા પણ અચળ સિદ્ધાંતો ઉપર મનુષ્યે ધ્યાન કરવું જોઈએ અને તેની પૂરેપૂરી સમજ મેળવવી જોઈએ. જો આ કાર્ય–કારણનો અચળ નિયમ (જેને આપણે 'કર્મ'નો કાયદો કહીએ છીએ તે) યથાર્થ રીતે મનુષ્યના સમજવામાં આવે તો તે મનુષ્ય તે દિવસથી ફક્ત સારાં જ બીજો વાવશે અને પોતાના હૃદયમાં અત્યાર સુધી ઊગવા પામેલા નકામા છોડવાઓને જડમૂળથી ઉખેડી નાખવા બનતો પ્રયત્ન જરૂર કરશે.

મનુષ્યો નિઃસ્વાર્થી પ્રેમનું ખરું સ્વરૂપ સમજતા નથી; કારણ કે તેઓ પોતાનાં અંગત સુખો મેળવવા પાછળ રોકાયેલા છે, તેઓ નાશ પામે તેવા જગતના પ્રાપંચિક લાભોમાં ગૂંથાઈ ગયેલા છે અને તેઓ અજ્ઞાનતાથી એમ માને છે કે આ અંગત સુખો કે સુખનાં સાધનો એ ખરી અને શાશ્વત વસ્તુઓ છે.

શારીરિક સુખોના દીપકમાં કૂદવાની માફક ઝંપલાવતા અને આંતરવ્યથાઓથી પીડાતા મૂઢ પુરુષો સત્યની ઉત્તમ શોભા જોઈ શકતા નથી. અજ્ઞાન અને હુંપણાની ભ્રાંતિમાં મગ્ન થયેલા તેઓ સર્વદર્શી પ્રેમનું વિશુદ્ધ સ્વરૂપ નિહાળી શકતા નથી.

આવો પ્રેમ પોતાનામાં નહિ હોવાથી, તેમજ આવા પ્રેમનું ઉચ્ચ સ્વરૂપ પોતે જાતે નહિ સમજતા હોવાથી, મનુષ્યો પોતાને કોઈ પણ પ્રકારનો જાતિભોગ ન આપવો પડે એવા સુધારા સૂચવે છે અને આ સુધારા કર્યાં કે આખું જગત સુધરી ગયું એમ તેઓ માને છે; પણ જાતે તો હૃદયમાં સ્વાર્થવૃત્તિ રાખી તેનું તે અશુભ કર્મ કરે છે. જેથી મનુષ્યનું હૃદય સુધરે છે તેને જ ખરો 'સુધારો' કહી શકાય; કારણ કે સર્વ પ્રકારના અનર્થનું મૂળ હૃદયની મલિ-

નતામાં રહેલું છે. જ્યાં સુધી મનુષ્યો સ્વાર્થ અને પક્ષાપક્ષીના પાશમાંથી મુક્ત થઇને દિવ્ય પ્રેમનો ઉમદા પાઠ શીખ્યા નથી ત્યાં સુધી સર્વત્ર શાન્તિ વ્યાપી રહે એવા સત્યયુગને આવવાની વાર છે. ગરીબ મનુષ્યોએ તવંગરની ઇર્ષ્યા કરતાં અટકવું જોઈએ અને તવંગરોએ ગરીબને ધિક્કારતાં અટકવું જોઈએ. લોભી મનુષ્યોએ ઉદારતાનો પાઠ શીખવો જોઇએ, કામી પુરુષોએ ઇન્દ્રિયનિગ્રહ અને શુદ્ધતાનો મહાવરો પાડવો જોઇએ, પક્ષવાદીઓએ કદાગ્રહથી છૂટવું જોઇએ, ક્રોધી પુરુષોએ ક્ષમાનો ઉમદા ગુણ ખીલવવો જોઇએ, ઇર્ષ્યાળુ મનુષ્યોએ બીજાની સંપત્તિ દેખી પ્રમોદ ધરવો જોઇએ અને નિંદકોએ પોતાની ખરાબ વર્તણુક વાસ્તે પસ્તાવું જોઇએ. જો પુરુષો અને સ્ત્રીઓ આ માર્ગે ચાલે તો જોતજોતામાં સત્યયુગ પાછો આવી જાય. માટે જે મનુષ્ય પોતાના હૃદયને પવિત્ર બનાવે છે, તે જગતનો મોટો ઉપકારી મનુષ્ય છે.

સત્યયુગનો સમય, નિઃસ્વાર્થ પ્રેમનો અનુભવ કરવો તે જ છે. આવા સમયને માટે મનુષ્યજાતિનો મોટો ભાગ હજુ સ્વાર્થમાં ગૂંથાયેલો હોવાથી નાલાયક છે. પણ જો તમે ધારો અને તે પ્રમાણે વર્તવાનો દૃઢ નિશ્ચય કરો તો, કલિયુગમાં વસવા છતાંયે તમે સ્વાર્થવૃત્તિને પગ તળે કચરી નાખી સત્યયુગનો અનુભવ લઈ શકો. આ કાર્ય કરવા માટે તમારે જેમ બને તેમ, અગાઉથી બાંધી રાખેલા ખોટા અભિપ્રાયો, દ્વેષ અને પારકાના દોષ જોવાની ટેવનો ત્યાગ કરી વધારે નમ્ર, પ્રેમાળ અને ક્ષમાવાન થવાની જરૂર છે. જ્યાં દ્વેષ છે, જ્યાં અરુચિ છે, જ્યાં બીજાના અવર્ણવાદ વદવાની પ્રકૃતિ છે, ત્યાં નિઃસ્વાર્થ પ્રેમ રહી જ શકતો નથી. જે હૃદય બીજાનું ભૂંડું બોલવાના, કરવાના કે વિચારવાના પાપથી મુક્ત છે, તે જ હૃદય આ પ્રેમને રહેવાને વાસ્તે યોગ્ય પાત્ર છે. તમે કદાચ આ વાંચીને પ્રશ્ન કરવાને દોરવાશો કે, 'હું દારૂડિયાને, ઢોંગી-

ને, લુચ્ચાને કે ખૂનીને કેવી રીતે ચાહી શકું? તેવા મનુષ્યો તરફ અણગમો બતાવવો અને તેમને ધિક્કારવા એ તો મારી ફરજ હોવી જોઇએ.' તેવા મનુષ્યોને ધિક્કારવા એ તમારી ફરજ છે, એમ જ્યારે તમે જણાવો છો ત્યારે તો ખાતરી થાય છે કે તમે હજી સર્વશક્તિમાન પ્રેમનું સ્વરૂપ સમજ્યા નથી. જો પ્રેમનું સ્વરૂપ તમે સમજ્યા હોત, તો જે કારણને લઈને અથવા જે કારણોની પરંપરાને લઈને તે માણસ દારૂડિયો કે ઢોંગી કે લુચ્ચો કે ખૂની બન્યો છે તે કારણ અથવા કારણોની પરંપરાને શોધવાનો તમે યત્ન કરત અને તમારા હૃદયમાંનો નિઃસ્વાર્થ અને સાચો પ્રેમ તમને તે શોધમાં ફતેહ અપાવત. કારણ હાથ લાગતાં, જો કદાપિ તમે શક્તિમાન હોત તો તે કારણોને દૂર કરવાના પ્રયત્ન આદરીને તે વ્યક્તિને નિર્મળ બનાવત અગર તેટલી શક્તિ તમે ખીલવી ન હોત તો છેવટે તેને નરમાશથી શિખામણ આપત. અરે, પ્રેમ એવી તો અલૌકિક ચીજ છે કે વખતે હિતબુદ્ધિએ કોઈ દુર્ગુણીને સુધારવા માટે તેને પ્રથમ દૃષ્ટિએ અપ્રિય લાગે એવી વર્તણૂક ચલાવવી પડે તોપણ અંતરમાં સંપૂર્ણ પ્રેમભાવ રાખીને તે વર્તણૂક ચલાવવામાં આવતી હોવાથી તેથી દુઃખ થવાને બદલે સુખ જ થાય છે.

જેઓ દુષ્ટ પુરુષ ઉપર નહિ, પણ પુરુષની દુષ્ટતા પર ધિક્કાર બતાવતાં શીખ્યા હોય છે, તેઓ સાર્વભૌમ રાજપ્રેમનો બાંધેલો કાયદો તોડ્યાનો દોષ કરી શકતા જ નથી.

જે મનુષ્યોમાં આવો આંતરપ્રકાશ હોય છે, તેઓ કોઈ પણ મનુષ્ય તરફ અણગમો બતાવી શકતા નથી, તેમજ કોઈ પણ મનુષ્યને ધિક્કારતા નથી, પણ અખંડ શાંતિથી અને સંપૂર્ણ દયાસહિત તેઓ આવા મનુષ્યો તરફ જોઈ શકે છે.

તમે કોઈ મનુષ્યની પ્રશંસા કરતા હો, તેવામાં કોઈ કારણ-

સર તે માણસ તમારી આડો આવે, અથવા તમને પસંદ ન પડે એવું કોઈ કામ કરે ત્યારે તમે તે મનુષ્યને ધિક્કારો છો અને તેના વિષે હલકા શબ્દો બોલો છો. આવું તમારું વર્તન બતાવી આપે છે કે તમે નિઃસ્વાર્થ પ્રેમનો અનુભવ કર્યો નથી. જો તમે તમારા હૃદયમાં બીજાઓનું બૂરું ઇચ્છતા હો અથવા બૂરી કલ્પનાઓ કરતા હો તો ખરેખર તમે નિઃસ્વાર્થ પ્રેમથી ઘણે દૂર છો એમ જરૂર માનજો.

સર્વ વસ્તુઓના મધ્યભાગમાં પ્રેમ છે. પ્રેમ એ સર્વવ્યાપી ભાવ છે, એમ જેણે અનુભવ કર્યો, છે તેવો મનુષ્ય કદાપિ કોઈ તરફ દ્વેષ બતાવતો નથી.

સામાન્ય રીતે મનુષ્યો આ પ્રેમનું સ્વરૂપ અને બળ સમજતા નથી, અને તેથી તેઓ ગહન વિષયમાં પણ ન્યાય કરવાનું અથવા તો બીજાને પાયમાલ કરવાનું કામ કરે છે. આવું કામ કરતી વખતે, મનુષ્યોના હૃદયની પરીક્ષા કરવાની પોતામાં શક્તિ છે કે નહિ તે વિચાર તેમને રહેતો નથી. જ્યારે મનુષ્યો પોતાના વિચારોથી, અથવા સુધારાથી, અથવા પોતાની કામ કરવાની રીતભાતથી જરા જુદા પડે છે, ત્યારે બીજા લોકો તેમને ગાંડા, ખસી ગયેલા મગજના, બુદ્ધિવગરના, મૂઢ, અપ્રામાણિક અને ઢોંગી ગણે છે. પછી જે મનુષ્યો પોતાના વિચારોને લગભગ મળતા આવે છે, તેમને તેઓ પ્રશંસાપાત્ર અને યોગ્ય પુરુષો તરીકે લેખે છે. આ એક જાતની 'ભૂલ' છે.

ઉત્તમ મનુષ્ય તો સઘળા તરફ મનની શાંતિ અને હૃદયનું માધુર્ય દાખવે છે. દુર્ગુણી અને સદ્‌ગુણી, મૂર્ખ અને ડાહ્યા, અભણ અને ભણેલા, નિઃસ્વાર્થ અને સ્વાર્થી સઘળા મનુષ્યો તેના શાંત વિચારના આશીર્વાદનો અપૂર્વ લાભ મેળવે છે.

આત્માને કાબૂમાં રાખવાના સતત અભ્યાસથી અને તમારા

વિકારો ઉપર ધીમેધીમે વિજય મેળવવાથી, તમે સંપૂર્ણ જ્ઞાન અને દિવ્ય પ્રેમ મેળવી શકો છો. જેઓ હૃદયમાં પવિત્ર હોય છે, તેઓ જ પરમ પ્રભુને જોઈ શકે છે. જ્યારે તમારું હૃદય પૂરેપૂરું પવિત્ર થશે ત્યારે તમારો નવો જન્મ થશે અને જે પ્રેમ મરતો નથી, બદલાતો નથી, દુઃખ અનુભવતો નથી, તે પ્રેમ તમારામાં પ્રકટ થશે અને તમે અપૂર્વ શાંતિ અનુભવશો.

જે મનુષ્ય આ દિવ્ય પ્રેમનો અનુભવ કરવાને પ્રયત્ન કરે છે, તેણે બીજાઓ તરફ દ્વેષબુદ્ધિ દર્શાવવાની વૃત્તિને વશ કરવા માટે મથવું જોઇએ.

જ્યાં આધ્યાત્મિક જ્ઞાન છે, ત્યાં તિરસ્કારવૃત્તિ ટકી શકે નહિ. જે પ્રમાણમાં હૃદયમાંથી દ્વેષબુદ્ધિ નાશ પામતી જાય છે, તે પ્રમાણમાં પ્રેમ સંપૂર્ણ રીતે ખીલતો જાય છે.

ખ્રિસ્તીઓ નાસ્તિકને ધિક્કારે છે અને નાસ્તિકો ખ્રિસ્તીઓને ધિક્કારે છે. વૈષ્ણવો શિવના ભક્તોને ધિક્કારે છે અને શિવના ભક્તો વૈષ્ણવી સંપ્રદાયનાને ધિક્કારે છે. આ રીતે ધર્મમાં જ્યાં સંપૂર્ણ પ્રેમ અને શાંતિ હોવી જોઇએ ત્યાં તો કલહ અને કંકાસ જ આપણી નજરે પડે છે.

જે પોતાના ભાઇઓને ધિક્કારે છે, તે ખૂની છે; તે દિવ્ય પ્રેમનો નાશ કરનાર છે. જ્યાં સુધી તમે સઘળા ધર્મના મનુષ્યોને અથવા કોઇ પણ ધર્મને નહિ પાળનારાને પણ એકસરખી વૃત્તિથી, દ્વેષ વગર અને તદ્દન સમતોલવૃત્તિથી જોઈ શકો એવી સ્થિતિ પ્રાપ્ત કરો, ત્યાં સુધી તમારે પ્રેમને વધારે ને વધારે ભવ્ય સ્વરૂપમાં ખીલવવાનો પ્રયત્ન કર્યાં જ કરવો જોઇએ. જે મનુષ્યે દિવ્ય જ્ઞાન અથવા નિઃસ્વાર્થ પ્રેમનો અનુભવ કર્યો છે, તેનામાંથી બીજાને ધિક્કારવાની વૃત્તિ તદ્દન નાશ પામે છે. તે સર્વ અનર્થને વિખેરી નાખે છે અને તેનો આત્મિક વિકાસ એટલો બધો વૃદ્ધિ

પામે છે કે તે સર્વત્ર ભલાઈ, ન્યાય અને પ્રેમનું સામ્રાજ્ય અને અમરત્વ જોઈ શકે છે.

તમે મજબૂત, નિષ્પક્ષપાતી અને નમ્ર વિચારોને કેળવતા રહો. તમારા હૃદયમાં શુદ્ધતા અને દયાનાં બીજોનું પોષણ કરો. તમારી જીભને મૌન ધારણ કરતાં અથવા તો સત્ય અને નિષ્કલંક વાણી બોલતાં શીખવો. આ રીતે તમે પવિત્રતા અને શાન્તિને માર્ગે પ્રયાણ કરી શકશો અને છેવટે અમર પ્રેમનો તમને સાક્ષાત્કાર થશે. આ રીતે જીવન ગાળતાં, બીજાઓને તમારા મતના કરવાનો પ્રયત્ન કર્યા વગર, તમે બીજાઓને તમારા વિચારોની ખાતરી કરી આપશો; દલીલ કર્યા વગર તમે બીજાને શીખવી શકશો; કીર્તિનો લોભ તમે નહિ રાખો તો પણ ડાહ્યા લોકો તમને શોધી કાઢશે અને માન આપશે; અને મનુષ્યોના વિચારો ફેરવવાનો પ્રયાસ કર્યા વિના પણ તમે તેમનાં હૃદયને વશ કરી શકશો. કારણ કે, પ્રેમ સર્વવ્યાપી છે અને સર્વ ઉપર વિજય મેળવે છે. પ્રેમના વિચારો, વચનો અને કાર્યો કદાપિ નિષ્ફળ નીવડતાં નથી.

પ્રેમ સર્વવ્યાપી છે, ઉચ્ચ સત્તાવાળો છે અને સર્વ ઉપર વિજય મેળવનાર છે, એમ જાણવું; અનર્થના પાશમાંથી મુક્ત થવું; આંતર અશાન્તિથી મુક્ત થવું; દરેક મનુષ્ય પોતે પોતાને માર્ગે પોતાની બુદ્ધિ પ્રમાણે સત્યની શોધમાં છે એમ માનવું; સંતુષ્ટ, સુખી અને શાન્ત થવું—એ જ શાન્તિ છે, એ જ આનંદ છે, એ જ અમરત્વ છે, એ જ દિવ્યતા છે અને એ જ નિઃસ્વાર્થ પ્રેમનો સાક્ષાત્કાર છે.

## ૪: અનંત જીવનમાં પ્રવેશ

જો કે મનુષ્યો ખાવા–પીવાના અને એશઆરામના કામમાં ગૂંથાયેલા તથા જગતની ક્ષણિક વસ્તુઓ મેળવવામાં અને ભોગવવામાં મગ્ન થયેલા હોય છે, છતાં પણ તેઓ છેક પ્રારંભકાળથી આ સ્થૂળ જીવનની પરિમિતતા, અસારતા અને માયાવી સ્વરૂપથી કંટાળેલા પણ જોવામાં આવ્યા છે ખરા.

તેઓ શાન્ત પળોમાં અનંત જીવનનો અનુભવ કરવાને પ્રયત્ન કરતા પણ જોવામાં આવ્યા છે.

મનુષ્યો ખોટી રીતે એમ ધારે છે કે, આ જગતનાં સુખ ખરાં અને સંતોષ આપનારાં છે; પણ પાછળથી દુઃખ અને શોકને લીધે તેમની અસારતાનું અને અનિત્યતાનું તેમને ભાન થાય છે.

આ જગતની વસ્તુઓ મેળવવામાં અને ભોગવવામાં સંપૂર્ણ સંતોષ અને સુખ મળશે એમ માનવાને તેઓ પ્રયત્ન કરે છે, છતાં પણ તેમના હૃદયમાં આ માન્યતા વિરુદ્ધ જબરો પોકાર ઊઠે છે; એ પોકાર જ આપણને સૂચવે છે કે મનુષ્ય એ સ્વભાવે મર્ત્ય નથી અને એ પોકાર જ મોટો પુરાવો છે કે અનંત અને શાશ્વત જીવનમાં જ અખંડ આનંદ અને પૂર્ણ શાન્તિનો સાચો અનુભવ થઈ શકે.

સઘળી શ્રદ્ધાનું મૂળ ઉપરના વિચારોમાં આવી રહેલું છે. સઘળા ધર્મોનું મૂળ પણ ત્યાં છે. ભ્રાતૃભાવનો પાયો અને પ્રેમના નિયમનું બંધારણ પણ ઉપર જણાવેલા વિચારો પર આધાર રાખે છે. તે વિચારો આપણને ફરીફરીને જણાવે છે કે મનુષ્ય સ્વભાવે દિવ્ય છે અને આત્મિક દૃષ્ટિએ અમર છે. જો કે આત્મા મર્ત્ય શરીરમાં લપેટાયેલો છે તથા અશાન્તિ અને ઉદ્વેગમાં પડેલો છે, છતાં પણ પોતાનો ખરો સ્વભાવ પ્રકટ કરવાને–અનુભવવાને તે પ્રયત્ન તો (એક યા બીજી રીતે) કર્યા જ કરે છે.

મનુષ્યનો આત્મા અનંત જીવનથી અભિન્ન છે અને જ્યાં સુધી અનંત જીવનનો તેને અનુભવ થાય નહિ ત્યાં સુધી તે કદાપિ સંતોષ પામે નહિ. જ્યાં સુધી મનુષ્ય આ જડ વસ્તુઓના પાશમાં લપેટાઇને ભમવાનું છોડી દેશે નહિ અને અનંત જીવનનો સાક્ષાત્કાર કરવા તરફ દોરાશે નહિ, ત્યાં સુધી દુઃખનો ભાર તેના હૃદય ઉપર અવશ્ય પડવાનો અને તેનો માર્ગ શોકની છાયાથી આચ્છાદિત થવાનો, એ ચોક્કસ છે. સમુદ્રથી જુદા પડેલા જળના એક નાના ટીપામાં સમુદ્રના બધા ગુણો આવેલા હોય છે, તેવી રીતે અનંત જીવનથી જુદા પડેલા મનુષ્યના આત્મામાં તે અનંત જીવનનું સંપૂર્ણ પ્રતિબિંબ હોય છે. જેવી રીતે જળનું ટીપું તેના સ્વભાવથી જ સમુદ્ર ભણી વળે છે અને ત્યાં તેની ઊંડાઈમાં ભળી જાય છે, તેવી રીતે મનુષ્ય તેના સ્વભાવના અનિવાર્ય નિયમથી, આખરે તેના મૂળ ભણી વળે છે અને અનંત જીવનની સાથે એક થઈ તેનો અનુભવ કરે છે.

આ અનંત જીવન સાથે ઐક્ય મેળવવું તે જ મનુષ્યના જીવનનું ઉચ્ચમાં ઉચ્ચ દૃષ્ટિબિંદુ–સાધ્યબિંદુ છે અને શાશ્વત નિયમની સાથે ઐક્ય પ્રાપ્ત કરવું એ જ જ્ઞાન, એ જ પ્રેમ અને એ જ શાન્તિ છે. પણ જેઓ અંગત સ્વાર્થમાં પડેલા છે, તેમને આ

દૈવી જીવન સમજાતું નથી અને કદાપિ સમજાશે પણ નહિ. હુંપણું, ભિન્નતા અથવા તો સ્વાર્થ તે સર્વ પર્યાયવાચક શબ્દો છે અને તે સર્વ જ્ઞાન અને દિવ્યતાના વિરોધી છે. હુંપણાનો ત્યાગ કરવાથી ભિન્નતા અને સ્વાર્થ નાશ પામે છે અને મનુષ્યને અમરત્વનો અને અનંત જીવનનો અનુભવ થાય છે.

હુંપણાનો ત્યાગ કરવો એ સ્વાર્થી અને સાંસારિક દૃષ્ટિના મનુષ્યોને મોટામાં મોટી દુઃખદાયક આફત અને બદલો ન વળી શકે તેવું નુકસાન લાગે છે; છતાં વસ્તુતઃ તો તે મોટામાં મોટો અને અનુપમ આશીર્વાદ છે. તે જ શાશ્વત અને ખરો લાભ છે. જે મનુષ્યોને આંતરજીવનના નિયમોનું જ્ઞાન નથી અને આત્માના સ્વભાવ અને ભવિષ્યની પિછાણ નથી, તે બાહ્ય વસ્તુઓને વળગે છે. જે વસ્તુઓ ક્ષણિક છે અને દુઃખગર્ભિત છે તેને તેઓ પોતાની માને છે અને આ પ્રમાણે અસત્ વસ્તુઓ ઉપરના મમત્વમાં ભૂલા ભમી આખરે તે વિનાશ પામે છે.

મનુષ્યો આ શરીરને વળગી રહે છે અને જાણે કે તે નિરંતર ટકવાનું હોય એવી રીતે તેઓ તેનું લાલનપાલન કરે છે. જો કે મનુષ્યો, શરીર છેવટે નાશવંત છે અને તે થોડા સમયમાં નાશ પામવાનું છે એ વાત ભૂલી જાય છે, તોપણ મરણનો ભય અને જગતની કીમતી જણાતી વસ્તુઓના નાશનો ભય તેમના સુખી સમયમાં પણ દુઃખનું વાદળ વિસ્તારે છે અને તેમની સ્વાર્થી વૃત્તિનો પડછાયો ભૂતની માફક સર્વત્ર ફેલાઈ તેમના પર એક પ્રકારની શોકજનક ભૂરકી નાખે છે.

જેમજેમ સુખવૈભવનાં અને મોજશોખનાં સાધનો દિનપ્રતિદિન વધતાં જાય છે, તેમતેમ મનુષ્યની અંદર રહેલું દિવ્ય તત્ત્વ મલિન થતું જાય છે અને તેઓ જડવાદની ધૂંસરી નીચે વધારે વધારે દબાતા જાય છે, તથા ઇન્દ્રિયોના ઉપભોગમાં જ જીવનનું

સર્વસ્વ માને છે. કદાચ આવા જડવાદીઓમાં બુદ્ધિનું પ્રાબલ્ય વિશેષ હોય છે તો આ શરીર અમર છે એવી દલીલોને તેઓ સત્ય તરીકે માની લે છે. કોઈ પણ પ્રકારની અથવા દરેક પ્રકારની સ્વાર્થતાથી જ્યાં મનુષ્યના આત્મા પર વાદળ પથરાઈ ગયું ત્યાં તેની વિવેકદૃષ્ટિ મલિન થઈ જાય છે અને ઐહિક અને આત્મિક, ક્ષણભંગુર અને શાશ્વત, અનિત્ય અને નિત્ય, અસત્ અને સત્ વસ્તુ વચ્ચેનો ભેદ પારખવાની શક્તિ તેનામાં ખૂટી થઈ જાય છે. આ કારણને લીધે જ જગતમાં એવા એવા સિદ્ધાંતો અને વિચારશ્રેણીઓ નિરૂપવામાં આવેલ છે કે જે સિદ્ધાંતો અથવા વિચારશ્રેણીઓનું મૂળ મનુષ્યના અનુભવમાં આવતું નથી. દરેક શરીર જ્યારથી હયાતીમાં આવ્યું, ત્યારથી જ-તેના સ્વભાવથી જ તે તત્ત્વોને લીધે આખરે નાશ પામે છે.

જગતમાં જે નાશવંત છે તે કદાપિ શાશ્વત થઈ શકે નહિ અને જે શાશ્વત છે તે કદાપિ વિલય પામતું નથી. જે મર્ત્ય છે તે કદાપિ અમર બને નહિ અને જેનો સ્વભાવ અમર છે તે કદાપિ મરે નહિ. અમુક સમય ચાલે તેવી વસ્તુ કદાપિ સનાતન થઈ શકે નહિ અને જે સનાતન છે તે કદાપિ અમુક કાળને વાસ્તે જ હોઈ શકે નહિ. બાહ્ય દેખાવો તે કદાપિ અંદરના તત્ત્વના રૂપમાં થાય નહિ અને જે ખરું તત્ત્વ છે તે કદાપિ દેખાવરૂપ થાય નહિ. અજ્ઞાન તે સત્ય થાય નહિ અને સત્ય તે કદાપિ અજ્ઞાન થાય નહિ. આ સર્વ અચળ નિયમો પ્રમાણે મનુષ્ય આ શરીરને અમર બનાવી શકે નહિ. પણ શરીરને નિગ્રહમાં રાખીને તેની તૃષ્ણાઓનો ત્યાગ કરીને, તે અમર પ્રદેશમાં દાખલ થઈ શકે. આત્મા એ જ અમર છે, માટે આત્મતત્ત્વનો અનુભવ કરવાથી મનુષ્ય અમર થઈ શકે.

કુદરતમાં-પ્રકૃતિમાં હજારો આકારો છે અને તે સર્વ ક્ષણે

ક્ષણે બદલાય છે, અશાશ્વત છે અને ચિરકાળ ટકી શકે તેવા નથી. ફક્ત તે આકારોને જીવન આપનાર તત્ત્વ જ સ્થાયી છે. પ્રકૃતિ બહુવિધ છે અને ભેદભાવ અથવા વિવિધતા એ તેનું લક્ષણ છે. અંદરનું તત્ત્વ એક છે અને ઐક્ય એ તેનું લક્ષણ છે. માટે ઇન્દ્રિયો અને અંદર રહેલી સ્વાર્થવૃત્તિ ઉપર જય મેળવીને-બીજા શબ્દોમાં કહીએ તો પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત કરીને-મનુષ્ય આ જગતના માયાવી અને મોહજનક વસ્તુઓના પાશમાંથી મુક્ત થાય છે અને તેનો અમર આત્મા અનંત પ્રકાશ કે જ્યાં સઘળા આકારો વિલય પામી જાય છે, તે ભણી ચાલ્યો જાય છે.

આ સ્થિતિ મેળવવાની ઇચ્છા થતી હોય તો મનુષ્યે આત્મસંયમ કરવો જોઈએ, પાશવવૃત્તિઓને કાબૂમાં રાખવી જોઈએ, મોજશોખ અને બાહ્ય વૈભવથી ખેંચાઈ ન જવું જોઈએ. આટલું કરવા સાથે સાથે સદ્‌ગુણી જીવન ગાળવું જોઈએ અને દિવ્યતા પ્રાપ્ત થાય ત્યાં સુધી ઉચ્ચ અને વધારે ઉચ્ચ પ્રકારના સદ્‌ગુણોનું ધ્યાન કરવું જોઈએ. ધ્યાન કરીને બેસી ન રહેતાં તે સદ્‌ગુણોને પોતાના જીવનવ્યવહારમાં ઓતપ્રોત કરવાના સઘળા પ્રસંગોનો લાભ લેવો જોઈએ. નિરભિમાન, નમ્રતા, ક્ષમા, દયા અને પ્રેમ—આ સદ્‌ગુણોનો નિરંતર જાપ કરવો, તેનું મનન કરવું, તેનો અભ્યાસ પાડવો અને તદનુસાર પોતાનું વર્તન ચલાવવું, એ જ ખરી 'દિવ્યતા' છે.

મનુષ્યની શુભ ભાવનાથી તેનામાં એક પ્રકારની શક્તિ આવે છે. જે મનુષ્યે પોતાના અહંભાવ અને સ્વાર્થને એટલો બધો વશ કર્યો, છે કે તેનામાં શુભ ભાવના સિવાય બીજી કોઈ વૃત્તિ જ રહી નથી, તે મનુષ્યમાં એવી કોઈ અલૌકિક શક્તિ જાગૃત થાય છે કે જે દ્વારા તે અમુક બાબતમાં સત્ય શું છે અને અસત્ય શું છે, તે ઘણી ત્વરાથી જણાવી શકે છે. આ ઉપરથી એ સિદ્ધ

ઠરે છે કે જે મનુષ્યનું જીવન શુભ ભાવનામય છે, તે મનુષ્ય જ્ઞાની છે, દિવ્ય પુરુષ છે, બુદ્ધ છે અને અનંત જીવનનો અનુભવનાર છે. અખંડ નમ્રતા, અડગ ધૈર્ય, ઉચ્ચ વિનય, માયાળુ વાણી, આત્મસંયમ, પરોપકારાર્થે સ્વાર્થત્યાગ અને ઊંડી હૃદયની અનુકંપા–આ સદ્‌ગુણો જે મનુષ્યમાં તમને જણાય, તે મનુષ્યોમાં ઉચ્ચમાં ઉચ્ચ જ્ઞાન છે એમ સમજજો. તે મનુષ્યનો સંગ કરજો; કારણ કે તે મનુષ્યે દિવ્યતા પ્રાપ્ત કરી છે, આત્માનો અનુભવ કર્યો છે અને અનંત જીવનમાં પ્રવેશ કર્યો છે.

જે મનુષ્ય અધીરો હોય, અભિમાની હોય, સુખનો લોલુપ હોય, જે સ્વાર્થનો ત્યાગ કરવાને ના પાડતો હોય અને જેનામાં શુભ ભાવના અને દિલસોજી ન હોય, તેવા મનુષ્યના વચન પર વિશ્વાસ રાખતા નહિ, કારણ કે તેવા મનુષ્યમાં દિવ્ય જ્ઞાન હોતું નથી. તેનું બધું જ્ઞાન શુષ્કવાદરૂપ છે અને તેના શબ્દો અને કાર્યો ચાલ્યાં જશે, કારણ કે તેમનો પાયો અનિત્ય વસ્તુઓ પર ચણાયેલો છે.

જે મનુષ્ય સ્વાર્થનો ત્યાગ કરે, સાંસારિક વાસનાઓ પર વિજય મેળવે અને અંગત અભિલાષાઓને છોડી દે, તો ઘણા જૂજ સમયમાં આ માર્ગે તે 'અનંત જીવન' માં પ્રવેશ કરી શકે.

આ જગત, આ શરીર અને આ બધી ઉપાધિઓ કાળની રેતી ઉપર દેખાતાં માયાવી ચિત્રો સમાન છે; આધ્યાત્મિક ઊંઘની કાળી રાત્રિમાં ક્ષણે ક્ષણે બદલાતા સ્વપ્ન તુલ્ય છે. જેમણે આ રેતીનું રણ ઓળંગ્યું છે અને જેઓ આધ્યાત્મિક સુષુપ્તિમાં જાગૃત થયા છે, તેમણે જ સદ્‌વસ્તુનો અનુભવ કર્યો છે. તે અનુભવમાં બાહ્ય દેખાવો વિખરાઈ જાય છે અને સ્વપ્ન જેવાં માયાવી ચિત્રો વિલય પામી જાય છે.

આ જગતમાં એક મહાન નિયમ છે, જેને સઘળાંએ વશ

થવું જોઇએ. એવું એક તત્ત્વ છે, જે આ જુદી જુદી જાતની પ્રકૃતિનો પાયો છે. એવું એક સત્ય છે, જે અનુભવવાથી જગતના બધા સવાલો માયાવી પડછાયાની માફક અદૃશ્ય થાય છે. આ નિયમનો, આ તત્ત્વનો અને આ સત્યનો અનુભવ કરવો એ જ અનંત જીવનનો અનુભવ કરવારૂપ છે.

પ્રેમના મહાન નિયમ પ્રમાણે પોતાનું જીવન ચલાવવું એ જ આરામ, ઐક્ય અને શાન્તિનો પરમ માર્ગ છે. જે મનુષ્ય સર્વ પ્રકારના અનર્થ અને તોફાનમાં ભાગ લેતાં અટકે છે, જે અશુભની સામા નહિ થતાં શુભ માર્ગ બતાવી અશુભને તોડી પાડવા પ્રયત્ન કરે છે અને અંતરની શાન્તિ ઉપર અખંડ વિશ્વાસ રાખે છે, તે વસ્તુ માત્રનું રહસ્ય સમજી જાય છે અને તેને શાશ્વત અને અનંત તત્ત્વનો આબેહૂબ તથા સત્ય સાક્ષાત્કાર થાય છે. તે સાક્ષાત્કાર કેવળ બુદ્ધિના જ ઉપાસકોને તો એક 'છુપા રહસ્ય-રૂપ જ રહેવાનો, એ ચોક્કસ છે. જ્યાં સુધી આ તત્ત્વનો પૂરેપૂરો અનુભવ ન થાય, ત્યાં સુધી શાન્તિમાં સ્થિરતા પણ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. જેને આવો સાક્ષાત્કાર થયો છે, તે જ ખરો જ્ઞાની છે, જોકે તે આ જગતના કહેવાતા પંડિતોના જ્ઞાન જેવા જ્ઞાનથી જ્ઞાની નથી, પણ તેના હૃદયની નિર્દોષતાથી અને તેણે મેળવેલી હૃદયની દિવ્યતાથી તે ખરો જ્ઞાની છે. જે મનુષ્યે અનંત અને શાશ્વત જીવનનો અનુભવ કર્યો છે, તે કાળા જગત અને શરીરરૂપ ઉપાધિના અંધકારમય રાજ્યની પેલી પાર જઈ શકે છે અને તે અમરત્વ, સ્વર્ગ અને આત્માના પ્રકાશમય રાજ્યમાં પ્રવેશ કરી શકે છે.

આ અનંત જીવમાં પ્રવેશ કરવો એ કેવળ કલ્પના નથી, તેમજ અમુક કાળને વાસ્તે યોજેલો કોઈ સિદ્ધાંત નથી, પણ તે આબેહૂબ અનુભવ છે અને તે અનુભવ અંતરને શુદ્ધ કરવાના

ખંતીલા અભ્યાસનું પરિણામ છે. જ્યારે આ શરીર તે જ મનુષ્ય છે એવો ખ્યાલ સ્વપ્નમાં પણ ઉદ્ભવતો નથી, જ્યારે શારીરિક તૃષ્ણાઓ અને માનસિક વાસનાઓ સંપૂર્ણ રીતે વશ થઈ જાય છે અને શુદ્ધ બને છે, જ્યારે લાગણીઓ શાંત બને છે, જ્યારે મનની ચંચળવૃત્તિ બંધ થઈ મન ઠરીને બેસે છે અને જ્યારે સમતોલ વૃત્તિનો અનુભવ થાય છે, ત્યારે—અને ફક્ત ત્યારે જ —આપણા આ પરિમિત ચૈતન્યને અનંત ચૈતન્યનો અનુભવ થાય છે અને ફક્ત ત્યારે જ નિર્દોષ જ્ઞાન અને અનંત શાંતિનો સાક્ષાત્કાર થાય છે.

આ જીવનના ગૂંચવણભરેલા પ્રશ્નોથી ઘણી વાર મનુષ્યો કંટાળી જાય છે અને શું કરવું તે તેમને સૂઝતું નથી. તેઓ તે પ્રશ્નોનું નિરાકરણ કર્યા વિના છોડી દે છે. તેઓ સ્વાર્થના પાશમાં એટલા બધા મગ્ન થયેલા હોય છે કે આ અંધકારમાંથી પ્રકાશ ભણીનો માર્ગ તેમને જડતો નથી. આ ઐહિક જીવનની તૃષ્ણાઓ સંતોષવામાં તેમનો એટલો બધો અગત્યનો સમય ચાલ્યો જાય છે કે અનંત જીવન અને પરમ સત્યનો કદાપિ તેઓ અનુભવ કરી શકતા નથી. આ ક્ષણિક અને નાશવંત પદાર્થોને વળગવાથી તેઓ અનંત જીવનનું જ્ઞાન મેળવી શકતા નથી.

હુંપણાનો ભોગ આપવાથી સઘળી મુસીબતો સૂર્યના પ્રકાશ આગળ ધુમ્મસની માફક ચાલી જાય છે. આ જગતમાં એવો એક પણ દોષ નથી કે જે આંતર આત્મભોગના અગ્નિથી છોતરાની માફક બળી ગયા વિના રહે. આ જગતમાં એવો એક પણ પ્રશ્ન નથી કે જેનું નિરાકરણ સ્વાર્થત્યાગના શુદ્ધ પ્રકાશ વડે ન મેળવી શકાય. આપણે ઊભી કરેલી માયાવી કલ્પનાઓને લીધે અનેક તર્કવિતર્કો થયા કરે છે, પણ જ્યાં મમત્વનો નાશ થયો ત્યાં સ્વયમેવ તર્કવિતર્ક અદૃશ્ય થઈ જાય છે. અજ્ઞાન એ જ મમત્વ

છે અને મમત્વ એ જ અજ્ઞાન છે. અંધકાર પર ગમે તેટલા લોઢાના ઘણ મારવામાં આવે, તોપણ તે અંધકાર તેવો ને તેવો જ રહે છે, પણ દીપકની જરા સરખી બત્તીથી તે એકાએક વિલય પામે છે. તે જ રીતે સત્યની ભવ્ય મૂર્તિ આગળ અજ્ઞાનનો અંધકાર સ્વયમેવ વિખરાઈ જાય છે. 'હું અને મારું' એ મોહરાજાનો પ્રબળ મંત્ર છે. તે મંત્રને વશ થયેલા પુરુષો સત્યનો આસ્વાદ પામી શકતા નથી. સ્વાર્થી ઐહિક સુખ પામવાનો પ્રયાસ કરવા જતાં, વધારે ઊંડું, વધારે શુદ્ધ અને વધારે કાળ ટકી શકે એવું સુખ તેઓ ગુમાવે છે.

કાર્લાઈલ નામનો મહાન તત્ત્વવેત્તા જણાવે છે કેઃ—

સુખની ઇચ્છા કરતાં પણ ઊંચું તત્ત્વ મનુષ્યમાં રહેલું છે. મનુષ્ય સુખ સિવાય રહી શકે અને પરમ આનંદ મેળવી શકે. બાહ્ય સુખનાં સાધનોને ઇચ્છતા નહિ, પણ અંતરમાં રહેલા પરમ આનંદને શોધો. અંતરમાં રહેલા અનંત જીવનને શોધતાં સઘળા પ્રશ્નોનું નિરાકરણ થઈ જાય છે. જે ત્યાં જીવે છે અથવા કામ કરે છે, તેના જીવિતવ્યને ધન્યવાદ ઘટે છે!

સામાન્ય રીતે મનુષ્યો શારીરિક તૃષ્ણાઓને અત્યંત દઢતાથી વળગતા જાય છે, પણ જે મનુષ્યે સ્વાર્થનો ભોગ આપ્યો છે અને તૃષ્ણાઓને વશ કરી છે, તે મનુષ્ય બધા ગૂંચવણભરેલા સવાલોનું નિરાકરણ ઘણી જ ત્વરાથી લાવી શકે છે. તેનું જીવન એટલું સાદું અને પવિત્ર થઈ જાય છે કે અજ્ઞાનમાં લપેટાયેલા જગતના સામાન્ય મનુષ્યો તેને કદાચ મૂર્ખમાં ગણે છે, છતાં તે માણસ દિવ્ય જ્ઞાનનો ધારક છે અને તેણે અનંત જીવનની 'ઝાંખી' કરી છે. પ્રયત્ન કર્યા સિવાય તેના કાર્યની સિદ્ધિ થાય છે અને સઘળા પ્રશ્નો તેનાં જ્ઞાનચક્ષુ આગળ એકદમ ઊકલી જાય છે. કારણ કે, તેણે સત્પ્રદેશમાં પ્રવેશ કર્યો છે અને હવે તે કર્યો-

ની સાથે માથાકૂટ નહિ કરતાં ખરાં કારણો જાણી તે પ્રમાણે વર્તે છે. જેમ પાશવ સ્વભાવ કરતાં બુદ્ધિ ઉચ્ચ છે, તેમ બુદ્ધિ કરતાં અનુભવજ્ઞાન ઉચ્ચ છે. તે અનુભવજ્ઞાન તેનામાં ઝળકી રહ્યું છે. જેણે કામિક વાસનાઓ, ખોટા અભિપ્રાયો, અજ્ઞાન અને પ્રથમથી બાંધી લીધેલા મતોનો ત્યાગ કર્યો છે, જેણે સ્વર્ગની સ્વાર્થી તૃષ્ણા અને તેની સાથે નરકનો અજ્ઞાનમૂલક ભય દૂર કર્યો છે અને જેણે જીવનતૃષ્ણાનો પણ અંત આણ્યો છે, તેણે અનંત જીવનનો શાશ્વત આનંદ અનુભવ્યો છે; તેણે મરણ અને જન્મનો પુલ ઓળંગ્યો છે અને અમરત્વ અનુભવ્યું છે. તેણે સંકોચ વિના સર્વ ઐહિક સમૃદ્ધિઓનો ભોગ આપીને સર્વસ્વ પ્રાપ્ત કર્યું છે અને તે અનંતજીવનના હૃદયમાં શાશ્વત શાન્તિ મેળવે છે.

જેણે હુંપણા ઉપર એટલો વિજય મેળવ્યો છે કે જીવન અને મૃત્યુ સરખાં છે, મણિ અને તૃણ તુલ્ય છે, સ્ત્રી અને પુરુષ સમાન છે, સુખ અને દુઃખ એકસરખાં છે. ટૂંકમાં સર્વ વસ્તુઓ અને સર્વ પુરુષો વિષે સમાનભાવ–સમભાવ જાગ્રત થયેલો હોય છે, તે જ પુરુષ અનંત જીવનનો ભોક્તા થઈ શકે છે. જેણે પોતાના નાશવંત શરીર ઉપર આધાર નહિ રાખતાં મોટે ભાગે મહાન નિયમ ઉપર આધાર રાખ્યો છે, તે અનંત આનંદનો ભોક્તા થવાને પાત્ર બન્યો છે. આવા પુરુષ માટે શોક, દિલગીરી કે નિરાશાને વાસ્તે આ જગતમાં સ્થાન જ નથી. જ્યાં સઘળી સ્વાર્થી તૃષ્ણાઓ નાશ પામી હોય, ત્યાં દુઃખ સંભવી શકે જ નહિ. જે બને છે, તે પોતાના લાભને માટે જ બને છે, એ નિયમમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી તે સંતુષ્ટ રહે છે. કારણ કે હવે તે 'હું'નો પૂજારી નથી પણ અનંત જીવનનો ઉપાસક છે. જગતમાં બનતા ફેરફારોથી તેની સમતોલવૃત્તિ ડગતી નથી. જ્યારે તે જગતમાં લડાઈઓ અથવા થનાર લડાઈની બૂમો સાંભળે છે,

ત્યારે તેની શાન્તિમાં ભંગ થતો નથી. મનુષ્યો જ્યારે ક્રોધાતુર અથવા ઇર્ષ્યાળુ અને કલહપ્રિય થાય છે, ત્યારે પણ તે તો દયા અને પ્રેમ જ દર્શાવે છે. જો કે બાહ્ય દેખાવો ગમે તેવા દેખાય, તોપણ તેને સંપૂર્ણ શ્રદ્ધા છે કે જગત આગળ વધ્યા જ કરે છે.

જ્યારે આકાશમાં ભારે તોફાન થાય છે, ત્યારે કોઈ પણ ખીજવાઈ જતું નથી, અથવા ક્રોધાતુર થતું નથી; કારણ કે લોકો જાણે છે કે થોડા સમય પછી તે શાન્ત પડી જશે અને આકાશ હતું એવું અથવા તે કરતાં પણ સુંદર થોડા વખતમાં થઈ જશે. તેવી જ રીતે જ્યારે પક્ષની મારામારીઓ આ જગતમાં ચાલી રહેલી હોય છે અને જ્યારે હાથીને જ જોનારા છ આંધળાની માફક સૌ કોઈ પોતપોતાનો પક્ષ ખેંચી રહેલું હોય છે, ત્યારે પણ જ્ઞાની પુરુષો–ખરા જ્ઞાની પુરુષો દયા અને સત્યપૂર્ણ નજરથી જુએ છે અને જાણે છે કે આ પક્ષાપક્ષી પણ ચાલી જશે અને આ સત્યની વિવિધ બાજુઓની ખેંચતાણમાંથી તે પરમ સત્ય વધારે ભવ્ય સ્વરૂપમાં જગત આગળ પ્રકટી નીકળશે.

## ૫ : સંતો, મહાત્માઓ અને જગદુદ્ધારકો એમનો પરમ ધર્મ–'સેવા'

સર્વંગત પ્રેમ એ મનુષ્યના જીવનની પરકાષ્ઠા અને આ જગત ઉપર જ્ઞાનનો અંતિમ ઉદ્દેશ છે. જે પ્રમાણમાં મનુષ્ય પ્રેમ બતાવી શકે, તે પ્રમાણમાં તેણે પ્રેમનો અનુભવ કર્યો છે, એમ ગણી શકાય. જેનું જીવન પ્રેમના સૂત્રથી ચાલતું નથી, તેનો આત્મા સત્યના માર્ગથી ઘણો જ વિમુખ છે. જેઓમાં મતાંતર-સહિષ્ણુતા નથી અને જેઓમાં બીજાને ધિક્કારવાનો ભાવ વ્યાપી રહેલો છે, તેઓ પોતાને મોટામાં મોટા ધર્મના માન-નારા ગણાવે, છતાં ખરેખર તો તેમણે સત્યનો બહુ જૂજ ભાગ મેળવ્યો છે. તેથી ઊલટું જેઓમાં ધીરજ છે, જેઓ શાંત મનથી અને પક્ષપાત વિના સઘળી તરફના અભિપ્રાયો સાંભળે છે અને ત્યાર પછી પોતે અમુક પ્રશ્ન યાને સિદ્ધાંત ઉપર અમુક અભિપ્રાય બાંધે છે, અથવા બીજાઓને તેવો અભિપ્રાય બાંધવા દોરે છે, તેમણે જ સત્યનો મોટો ભાગ અનુભવ્યો છે, એમ માની શકાય. જ્ઞાનની છેવટની કસોટી એક જ સવાલમાં આવી જાય છે. તે: મનુષ્ય કેવા પ્રકારનું જીવન ગાળે છે? તેના દરેક કાર્યમાં

તેની વૃત્તિ કેવા પ્રકારની છે? કસોટી અને લાલચના પ્રસંગે તે કેવી રીતે વર્તે છે? આ સવાલોના જવાબ ઉપરથી મનુષ્યના જ્ઞાનની પરીક્ષા થાય છે. ઘણા મનુષ્યો બહાદુરીથી અને અભિમાન સાથે જણાવે છે કે તેમણે સત્ય જાણ્યું છે, પણ તેમનો જીવનવ્યવહાર તપાસતાં જણાય છે કે તેઓ શોક કે નિરાશા કે વિકારોથી ક્ષણે ક્ષણે દોરવાઈ જતા હોય છે અને કસોટીના નજીવા પ્રસંગમાં પણ તેઓ સત્યને કોરાણે મૂકી સામાન્ય મનુષ્યની માફક વર્તતા જણાય છે. સત્યમાં મોટામાં મોટો ગુણ એ છે કે, સત્ય અવિચળ છે. જે મનુષ્યે સત્યનો આશ્રય લીધો હોય તે મનુષ્ય સદ્‌ગુણમાં દૃઢ હોવો જોઈએ અને વિકારો કે હલકી ખાસિયતો કે ઇન્દ્રિયોના જુસ્સાઓથી તે દોરવાઈ જવો જોઈએ નહિ.

મનુષ્યો નાશવંત સિદ્ધાંતો રચે છે અને તેને 'સત્ય' તરીકે ઓળખાવે છે. 'સત્ય' કોઈથી રચી શકાય નહિ. 'સત્ય' એ બુદ્ધિની પેલીપાર છે. સત્યનો અભ્યાસ પાડવાથી સત્યનો અનુભવ થઈ શકે અને તે શુદ્ધ હૃદય અને ઉચ્ચ જીવનમાં જ વ્યક્ત થઈ શકે છે. ત્યારે આટલા બધા ધર્મો, પક્ષો અને સંપ્રદાયોમાં સત્ય કોની પાસે છે? જે સત્ય પ્રમાણે વર્તે છે તેની પાસે તે છે; જે સત્યને જીવનવ્યવહારમાં યોજે છે, તેની પાસે તે છે; જે મનુષ્ય પક્ષોની મારામારીથી છૂટો થયેલો છે અને જે આત્મસંયમ કરીને પક્ષની ખેંચતાણમાં પડતો નથી પણ સઘળા કંકાસ, પક્ષપાત અને દ્વેષથી મુક્ત થઈ એકલો શાન્ત, જિતેંદ્રિય, આત્મસંતુષ્ટ અને ઉદ્વેગરહિત બેસે છે અને પોતાની અંદર રહેલા દિવ્ય સ્વભાવનો પૂર્ણ પ્રેમ સર્વ ઉપર બતાવે છે તે જ મનુષ્ય પાસે ખરું 'સત્ય' છે.

જે મનુષ્ય સઘળા સંજોગોમાં ધૈર્યવાન, શાન્ત, નમ્ર અને ક્ષમાવાન હોય છે, તે જ સત્યને પ્રકટ કરે છે. શબ્દોની દલી-

લોથી અથવા વિદ્વત્તાભરી ટીકાઓથી સત્યની સાબિતી આપી શકાય નહિ; કારણ કે જો મનુષ્યોને અનંત ધૈર્ય, અખંડ શાન્તિ, શાશ્વત ક્ષમા અને સર્વવ્યાસ પ્રેમમાં સત્ય ન જણાય તો કોઈ પણ શબ્દો સત્યની સાબિતી તેમને આપી શકશે નહિ.

જ્યારે ક્રોધી મનુષ્ય એકલો હોય અથવા શાન્તિના વાતાવરણમાં હોય, ત્યારે શાન્ત રહેવું એ તેને વાસ્તે બહુ સુગમ છે. કંજૂસ સ્વભાવનો પુરુષ પણ તેના તરફ જો દયા ખતાવવામાં આવે તો દયા અથવા નમ્રતા ખતાવી શકે. પણ જે મનુષ્ય કસોટીના પ્રસંગે પણ ધૈર્ય અને શાન્તિ બતાવી શકે છે અને અતિશય ઉદ્વેગ ઉપજાવનારા સંજોગોમાં પણ જે ઉદારતા અને નમ્રતા રાખી શકે છે, તે મનુષ્યે જ અને ફક્ત તે જ મનુષ્યે નિષ્કલંક સત્ય અનુભવ્યું છે. આનું કારણ એ છે કે આ સદ્ગુણો બહુ ઉચ્ચ દૈવી જીવનને લગતા છે અને જે મનુષ્યે ઉચ્ચમાં ઉચ્ચ જ્ઞાન મેળવ્યું હોય, જેણે પોતાનો વિકારી અને સ્વાર્થી સ્વભાવ વશ કર્યો હોય, તેને જ 'મહાન અનિવાર્ય નિયમ' ની સંપૂર્ણ શ્રદ્ધા થઈ હોય. જેણે તે નિયમ પ્રમાણે પોતાનું વર્તન દોરવ્યું હોય, તે જ મનુષ્યમાં આ સત્ય પ્રકટ થઈ શકે છે.

મનુષ્યોએ સત્ય સંબંધી નકામી અને જુસ્સાભેર દલીલોને જતી કરવી જોઈએ છે. તેમણે ઐક્ય, શાન્તિ, પ્રેમ અને શુભ ભાવના જાગૃત થાય તેવું વિચારવું જોઈએ, બોલવું જોઈએ અને કરવું જોઈએ. વળી મનુષ્યોએ હૃદયને શુદ્ધ કરનારા સદ્ગુણોનું સેવન કરવું જોઈએ અને જે સત્ય મનુષ્યને અજ્ઞાન અને દુરાચારથી છોડવે છે, અને જે મનુષ્યના હૃદયને અંધકારમય બનાવનાર તેમજ ભૂલા ભમતા આત્માઓના માર્ગને અજ્ઞાનમાં ઘસડી જનાર એવાં સર્વ પાપોથી મુક્ત કરે છે, તે સત્યને નિરભિમાન વૃત્તિથી અને ઉદ્યોગથી ઢૂંઢવું જોઈએ. આ જગતમાં એક જ

સર્વવ્યાપી નિયમ છે અને તે આ વિશ્વનું કારણ તથા પાયો છે. તે નિયમ પ્રેમનો નિયમ છે. જુદા-જુદા જમાનામાં જુદી-જુદી પ્રજાના લોકોએ તેને વિવિધ નામથી ઓળખ્યો છે; છતાં સત્યની બારીક નજરથી તપાસતાં આ વિવિધ નામોમાં એક જ અવિચળ તત્ત્વ યા નિયમ આવી રહેલો જણાય છે. અમુક નામો, અમુક પક્ષો, અમુક સંપ્રદાયો અને અમુક મનુષ્યો ચાલ્યા જાય છે, પણ પ્રેમનો નિયમ તો શાશ્વત છે. આ નિયમનું જ્ઞાન સંપાદન કરવું, તેની સાથે ઐક્ય અનુભવવું એ જ અમર, અજય્ય અને અવિનાશી થવાનો ઉત્તમ માર્ગ છે.

આત્મા આ નિયમનો અનુભવ કરે તે માટે જ મનુષ્યો વારંવાર જન્મ લે છે, દુઃખ ભોગવે છે અને મરણ પામે છે. જ્યારે તેનો સાક્ષાત્કાર થાય છે ત્યારે દુઃખ બંધ પડે છે, ઉપાધિ ચાલી જાય છે, સ્થૂળજીવન અને મરણ તેને વાસ્તે રહેતાં નથી; કારણ કે તેના ચૈતન્યે હવે અનંત જીવનનો અનુભવ કરી લીધો છે.

આ પ્રેમનો મહાન નિયમ કોઈ પણ મનુષ્ય પર આધાર રાખતો નથી. તેનું ઉચ્ચમાં ઉચ્ચ પ્રકટ સ્વરૂપ તે સેવા છે. જ્યારે શુદ્ધ હૃદયવાળા પુરુષને સત્યનો અનુભવ થાય છે, ત્યારે તેણે મોટામાં મોટો અને પવિત્રમાં પવિત્ર આત્મભોગ આપવો પડે છે.

સત્ય એ બહુ સાદું છે. તે જણાવે છે કે 'હુંપણાનો ત્યાગ કરો, મારી પાસે આવો અને હું તમને અખંડ શાંતિ આપીશ.'

પર્વત જેટલાં ભાષ્યો અને ટીકાઓ રચવામાં અશક્ત છતાં સત્યને વાસ્તે આતુરતાથી તલસતા હૃદયથી સત્ય કદાપિ છાનું રહેતું નથી. સ્વાર્થમાં ભૂલા ભમતા અને અજ્ઞાની પુરુષો તે સત્યને ગમે તેવા દાંભિક પોશાકમાં ઢાંકી દે, છતાં સત્યની સાદાઈ અને પારદર્શકતા જરા પણ બદલાતી નથી, તેમજ ઝાંખી પડતી નથી. નિઃસ્વાર્થ હૃદય તો તેનું દિવ્ય તેજ ગમે તે સ્થળે તેમજ ગમે તે

સમયે નીરખી શકે છે અને ગ્રહણ પણ કરી શકે છે. મોટી મોટી વાગ્જાળો રચવાથી, અથવા ન્યાયના વ્યુત્પત્તિવાદ કે તર્કવાદ વડે પણ જે સત્ય હાથમાં આવતું નથી, તે જ સત્યની ઝાંખી આંતર શુદ્ધિનું થાન (તાકો) વણવાથી તેમજ નિર્દોષ જીવનનું ભવ્ય મંદિર રચવાથી તુરત જ થવા માંડે છે. સંત, મહાત્મા કે જગદુદ્ધારકનું ખાસ કીર્તિમંત લક્ષણ એ હોય છે કે તેણે અપૂર્વ નમ્રતા અને ઉમદા નિઃસ્વાર્થતાનો સાક્ષાત્કાર કર્યો છે. તેણે સર્વસ્વનો ત્યાગ કરેલો હોવાથી, છેવટે હુંપણાનો પણ ત્યાગ સ્વીકારેલો હોવાથી તેનાં સઘળાં કામો પવિત્ર અને ચિરસ્થાયી હોય છે. કારણ કે તે સ્વાર્થના પાશથી મુક્ત હોય છે. તે આપે છે, પણ કદાપિ બદલાની આશા રાખતો નથી, તે ભૂતકાળને વાસ્તે પશ્ચાત્તાપ કર્યા વગર, અથવા ભવિષ્યકાળને વાસ્તે આશા રાખ્યા સિવાય કામ કર્યે જાય છે અને તે કદાપિ ખિન્ન થતો નથી.

ખેડૂત જ્યારે ખેતર ખેડે છે, જમીનમાં ખાતર નાખે છે અને બીજ વાવી રહે છે ત્યારે તે કહે છે કે, 'કરવા યોગ્ય સઘળું કામ હું કરી ચૂકયો છું.' પછી તે કુદરત અર્થાત્ હવા, પાણી, તાપ વગેરેને પરિણામ સોંપી દે છે.

પાક લણવાનો સમય થાય ત્યાં સુધી ધૈર્ય રાખી તે બેસી રહે છે. તે ગમે તેટલી ઉતાવળ કરે અથવા રાહ જોયા કરે તેથી તેના કાર્યના પરિણામમાં જરામાત્ર પણ ફેર પડશે નહિ. તે જ પ્રમાણે જેણે સત્યનો અનુભવ કર્યો છે, તે મનુષ્ય ભલાઈ, પવિત્રતા, પ્રેમ અને શાંતિનાં બીજ સ્થળે સ્થળે રોપતો જાય છે. તે ફળની જરા પણ રાહ જોતો નથી અને તેનું શું પરિણામ આવશે તેની આશા વિના કાર્ય કર્યે જાય છે. તેને સંપૂર્ણ શ્રદ્ધા છે કે આ વિશ્વમાં પ્રવર્તતા સનાતન અને અચળ નિયમ પ્રમાણે તેનાં કાર્યનું જે ફળ આવવું યોગ્ય હશે તે આવશે જ.

તદ્દન નિઃસ્વાર્થ જીવનની ઉચ્ચ સાદાઈ સામાન્ય મનુષ્યો સમજતા નથી અને તેઓ પોતાના ધર્મસંસ્થાપકને એક દિવ્ય ચમત્કાર (અચ્છેરા–આશ્ચર્ય) રૂપ ગણે છે. વસ્તુના સ્વરૂપ કરતાં કંઈક જુદા જ પ્રકારનો તે બનાવ હોય તેમ તેઓ માને છે અને વિશેષમાં એમ પણ જણાવે છે કે એવી સ્થિતિ કોઈથી મેળવી શકાય નહિ. મનુષ્યમાત્રમાં ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની શક્તિ રહેલી છે, એ વિચારને તોડી નાખનારી આ અશ્રદ્ધા (ખરેખર તે અશ્રદ્ધા જ છે) મનુષ્યના ઉચ્ચ અભિલાષોને કુહાડીરૂપ નીવડે છે અને દુઃખ અને પાપના સજ્જડ દોરડા વડે મનુષ્યને બાંધી લે છે. પણ આ અશ્રદ્ધા અજ્ઞાનને લીધે ઉદ્‌ભવેલી છે.

**મહાન પુરુષો જન્મથી જ મહાન હોતા નથી, પણ પોતાના કાર્યોથી મહાન થાય છે.** શ્રીમહાવીર સર્વજ્ઞ થયા તે પોતાના જ્ઞાનબળ અને તપોબળથી જ. મહાત્મા બુદ્ધ પણ પોતાના આત્મસામર્થ્યથી જ બુદ્ધપણું મેળવી શક્યા.

આ પ્રમાણે દરેક મહાન પુરુષ સ્વસામર્થ્યથી અને આત્મભોગનો સતત અભ્યાસ પાડીને જ 'મહાન પુરુષ' ના પદને લાયક થયા છે.

જે પદ તેમણે મેળવ્યું, તે પદ આપણે પણ મેળવી શકીએ. આપણામાં પણ તેમના જેવો જ દિવ્ય આત્મા બિરાજે છે. જો તમને આ રીતે તમારા દિવ્ય હકની શ્રદ્ધા ઉત્પન્ન થાય, તમારામાં પણ મહાત્માપણું મેળવવાનું સામર્થ્ય રહેલું છે એવો ચોક્કસ વિશ્વાસ થાય અને આત્મનિરીક્ષણથી અને આત્મભોગના સતત અભ્યાસથી તમે પણ ઉચ્ચ દશા પ્રાપ્ત કરી શકશો એવી દૃઢ પ્રતીતિ થાય, તો પછી જરૂર તમે તમારી હલકી ખાસિયતોને કાબૂમાં લાવી શકશો અને તમારી સન્મુખ પ્રાપ્ત કરવા લાયક ઉચ્ચ અને ભવ્ય સ્થિતિ રજૂ થશે.

જે કાંઈ સંતો, મહાત્માઓ અને જગદુદ્ધારકો સાધી શકયા છે, તે તમે પણ સાધી શકો. જો તમે આત્મભોગ અને સ્વાર્થત્યાગના માર્ગે ચાલો તો તમે પણ જરૂર સાધ્યસિદ્ધિ કરી શકો.

સઘળા મહાન ઉપદેશકોએ–ધર્મગુરુઓએ અંગત મોજમજા, સુખનાં સાધનો અને ઈનામોનો ત્યાગ કર્યો છે, સાંસારિક પદવીઓને છોડી દીધી છે અને અપરિમિત તથા અમર સત્યનો ઉપદેશ આપ્યો છે, એટલું જ નહિ પણ તેમણે પોતે જાતે પણ તે સત્ય પ્રમાણે જીવન ગાળ્યું છે. તમે તેવા મહાન પુરુષોનાં જીવન તપાસો અથવા તો તેમનો ઉપદેશ સરખાવો તો તમને એકસરખો આત્મભોગ, એકસરખી નમ્રતા, એકસરખો પ્રેમ અને એકસરખી શાન્તિનો ઉપદેશ તેમ જ આચરણ માલૂમ પડશે. તેમણે એકસરખાં જ શાશ્વત તત્ત્વો શીખવ્યાં છે કે જેનો અનુભવ કરવાથી દુઃખ માત્ર નાશ પામે છે. જે મનુષ્યો આ જગતમાં પૂજ્ય પુરુષો તરીકે ગણાયા છે અને જગત જેમની ભક્તિ કરે છે, તે સર્વ મહાન પ્રેમના નિયમનાં પ્રકટ સ્વરૂપો હતા અને તેઓ આ પ્રમાણે પ્રેમના સ્વરૂપ હોવાથી વિકારો અને પક્ષપાતથી મુક્ત હતા. તેમણે કદાપિ કોઈને એક 'વાડા'માંથી બીજા 'વાડા'માં ખેંચવા અથવા શિથિલ કરવા પ્રયત્ન કર્યો નથી. તેઓ ઉચ્ચમાં ઉચ્ચ ભલાઈ અને ઉચ્ચમાં ઉચ્ચ પવિત્રતામાં રમતા હતા–તેથી તેમનો જીવનઉદ્દેશ પોતાના વિચાર, વચન અને કાર્યમાં ઉચ્ચતા પ્રકટ કરીને મનુષ્યજાતિને ઉચ્ચ માર્ગે લઈ જવાનો જ હતો. તેઓ એક તરફ મનુષ્ય અને બીજી તરફ અનંત જીવનની વચ્ચે ઊભેલા હોય છે અને પોતાના અનુપમ દૃષ્ટાન્તથી જાતે જ બંધનમાં પડેલી મનુષ્યજાતિને મુક્તિમાર્ગ દર્શાવનાર તરીકે મનુષ્યજાતિની પરમ સેવા બજાવે છે.

મતવાદીઓ પૂર્ણ જુસ્સાથી પોતાના ધર્મના કાનૂનોનો બચાવ

ફરીને એટલેથી જ ન અટકતાં ત્યાં સુધી જણાવે છે કે, પરધર્મ-વાળા કાફર છે, નાસ્તિક છે, મિથ્યાત્વી છે, દુર્બન્ધ છે, મ્લેચ્છ છે અથવા તો નિન્હવ છે. આ રીતે તેઓ જુદા જુદા જમાનામાં-જુદીજુદી જરૂરિયાતો વખતે બોધાયેલાં જુદાંજુદાં સત્યનાં સુંદર રૂપો જાણવાથી વંચિત રહે છે અને જે સત્ય અમુક રૂપ વડે ઓળખાતું ન હોય તે બીજા કોઇ રૂપથી ઓળખાવા પામત એ લાભ પણ આવા દુરાગ્રહથી પોતે ગુમાવી બેસે છે અને બીજાને પણ તે લાભ ગુમાવરાવે છે. સત્ય કદાપિ પરિમિત થઈ શકે નહિ. તે અમુક મનુષ્ય કે અમુક પંથ કે અમુક પ્રજાનો ખાસ પરવાનો કે ખાસ હક હોઈ શકે નહિ. જ્યાં હુંપણું પ્રવેશ કરે છે, ત્યાંથી સત્ય ચાલ્યું જાય છે.

જે મનુષ્યને સત્યના માર્ગમાં પ્રવેશ કરવો હોય, તેણે પ્રથમ તો પોતાના મનોવિકારોને કાબૂમાં રાખતાં શીખવું જોઇએ. આ જ સદ્‌ગુણ છે, આ જ ખરું સંતપણું મેળવવાની શરૂઆત છે અને સંતપણું એ પવિત્રતાનો આરંભ છે. સંસારલુબ્ધ મનુષ્ય તેની સઘળી તૃષ્ણાઓને સંતોષે છે અને જે દેશમાં તે વસતો હોય તે દેશના કાયદાને બાધ ન આવે તેટલે અંશે તે પોતાની કામનાઓ પૂર્ણ કરે છે! પણ સદ્‌ગુણી મનુષ્ય તો પોતાના વિકારોને વશ રાખે છે.

જે ખરો સંત છે તે સત્યના શત્રુને તેના પોતાના જ કિલ્લામાં-હૃદયમાં જ પૂરો કરે છે અને સઘળા સ્વાર્થી અને અશુદ્ધ વિચારોને દબાવી દે છે. તેવો પુરુષ વિકારોથી મુક્ત હોય છે અને જેમ સુગંધ અને સૌંદર્ય એ પવિત્ર પુષ્પના સ્વાભાવિક ગુણો છે, તેમ ભલાઈ અને પવિત્રતા તેને સ્વાભાવિક થઈ રહેલી હોય છે. પવિત્ર મનુષ્ય જ ખરો જ્ઞાની છે. તે પુરુષ સત્ય તેના સંપૂર્ણ અંગમાં જાણી શકે છે અને અનંત શાન્તિ અને આરામ અનુ-

ભવી શકે છે. પવિત્રતા એ જ્ઞાનનું પરમ ચિહ્‌ન-છે. શ્રીકૃષ્ણે અર્જુનને ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥१॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ २ ॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ३ ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥४॥

નમ્રતા, નિરભિમાન, અહિંસા, ક્ષાન્તિ, સરલતા, ગુરુભક્તિ, પવિત્રતા, સ્થિરતા, આત્મસંયમ, ઇન્દ્રિયોના વિષયોથી વિરક્તિ, અહંકારરહિતપણું, જન્મ-જરા-મૃત્યુ-દુઃખ વગેરેના દોષોનું અવલોકન, પુત્ર-સ્ત્રી-ઘર વગેરેમાં આસક્ત કે તલ્લીન ન થવું તે, ઇષ્ટ અને અનિષ્ટ પ્રસંગોમાં સમતોલવૃત્તિ, આત્મજ્ઞાનનું નિત્યસેવન, તત્ત્વજ્ઞાનના પ્રયોજનનું સમજવું—આ સર્વ જ્ઞાન છે; તેથી જે ઊલટું હોય તે અજ્ઞાન સમજવું.

જે મનુષ્ય પોતાની સ્વાર્થીવૃત્તિની સામે નિરંતર લડે છે અને તેનું સ્થાન સર્વવ્યાપક પ્રેમને આપવા ઇચ્છે છે, તે જ 'સંત' છે. તે જંગલમાં ઝૂંપડામાં પડી રહે અથવા તો જનકવિદેહીની પેઠે રાજમહેલમાં બિરાજે, તે બીજાઓને વાણીદ્વારા ઉપદેશ આપે અથવા તો અંધકારમાં પડી રહી બીજાઓને સુવિચાર દ્વારા લાભ આપે, છતાં તેવો પુરુષ ખરો 'સંત' છે.

જે સંસારાસક્ત પુરુષ ઉચ્ચ જીવન ગાળવાની શરૂઆત કરવા માગતો હોય, તેને વાસ્તે જનકવિદેહી જેવો અથવા તો સ્થૂલી-

બદ્ધ જેવો ઉત્તમ નમૂનો ભાગ્યે જ મળી શકશે. એવા જે યોગી શાંત અને પવિત્ર હોય, જે પાપ અને દુઃખ પર જય કરનાર હોય, પશ્ચાત્તાપ અથવા દિલગીરીના પાશથી જે મુક્ત હોય અને જેને લાલચ કદાપિ અસર કરી શકતી ન હોય–આવા યોગીને સંતે પોતાના 'આદર્શ' અથવા નમૂનારૂપે માનવો જોઈએ. વળી આવા યોગીએ પોતાના આદર્શરૂપ હોઈ 'જગદુદ્ધારક' ને ગણવો જોઈએ અને તે જગદુદ્ધારકે પોતાનું જ્ઞાન નિઃસ્વાર્થ કાર્યોદ્વારા પ્રકટ કર્યું હોય અને મનુષ્યજાતિના દુઃખથી ધડકતા હૃદય સાથે દિલસોજી બતાવી બીજાનું ભલું કરવાની દિવ્ય શક્તિને વધારે જાગૃત કરેલી હોય.

બીજાઓનું ભલું કરવા જતાં પોતાની જાતને ભૂલી જવી અને સર્વનું ભલું કરવા જતાં હુંપણાને તદ્દન વિસ્મરી જવું, એ જ ખરી સેવા છે.

જે કામ વિનાસ્વાર્થે કરાયેલું હોય છે, તે જ ટકે છે. હુંપણાનાં કામો નિઃસત્ત્વ હોઈ નાશવંત છે.

જ્યાં નાનામાં નાનું કર્તવ્ય પણ સ્વાર્થ વિના, આત્મભોગની વૃત્તિથી, ખુશીથી કરવામાં આવ્યું હોય, ત્યાંજ ખરી સેવા અને ચિરસ્થાયી કામ છે. ગમે તેવાં ચળકતાં અને બહારથી વિજયવંત જણાતાં કામો કરવામાં આવ્યાં હોય, પણ જો તે સ્વાર્થવૃત્તિથી કરવામાં આવ્યા હોય તો ત્યાં સેવાના નિયમનું અજ્ઞાન છે અને એટલા જ કારણથી તે કામો જરૂર નિષ્ફળ જવાનાં.

આ જગતે એક મોટો દિવ્ય અને ઉમદા પાઠ શીખવાનો છે અને તે નિષ્કામ સેવા અથવા સ્વાર્થરહિત આત્મભોગ છે.

જે મનુષ્યો આ નિયમ સમજ્યા છે, જેમણે આ નિયમને પાળ્યો છે અને આ નિયમનો ઉપદેશ આપ્યો છે, તેઓજ આ જગતના 'સંતો,' 'મહાત્માઓ' અને 'જગદુદ્ધારકો' છે.

આખા વિશ્વનાં મહાન ધર્મશાસ્ત્રો તેનો જ ઉપદેશ આપવાને રચાયાં છે અને સઘળા મહાન સંતોએ જુદાજુદા જમાનાને ધ્યાનમા લઇને જુદાજુદા રૂપમાં વારંવાર તેનો જ બોધ આપ્યો છે.

જગત આ નિયમોનો તિરસ્કાર કરી સ્વાર્થના ફંદામાં ફસાયેલું છે. તેને આ નિયમ દેખીતો બહુ સરલ લાગે છે, પણ જ્યારે તેને અમલમાં મૂકવાનો પ્રસંગ આવે છે, ત્યારે એ નિયમ કેવો દુષ્કર છે તેનું તેને ભાન થાય છે. શુદ્ધ હૃદય એ દરેક ધર્મનો અંતિમ ઉદ્દેશ છે અને દિવ્યતાનું પ્રથમ પગથિયું છે. આ શુદ્ધતાની શોધ કરવી તેજ સત્ય અને શાન્તિને માર્ગે ચાલવારૂપ છે. જે મનુષ્ય આ માર્ગે દાખલ થાય છે, તે ઘણા જૂજ સમયમાં અમરત્વનો અનુભવ કરે છે. તે અનુભવ થવાથી તે જન્મમરણના ચક્રમાંથી બચી જાય છે અને તેને તે વખતે જ્ઞાન થાય છે કે આ જગતમાં કરાયેલો એક નાનામાં નાનો પ્રયત્ન પણ નિષ્ફળ નીવડતો નથી.

## ૬ : સંપૂર્ણ શાન્તિનો અનુભવ

બાહ્ય જગતમાં જ્યાં ત્યાં ઉદ્વેગ, ફેરફાર અને અશાન્તિના પ્રસંગો નિરંતર જોવામાં આવે છે; પણ સર્વ વસ્તુઓના મધ્યભાગમાં તો અખંડ શાન્તિ વ્યાપી રહેલી છે. આ અખંડ શાન્તિમાં અનંત જીવનનો અનુભવ થાય છે.

મનુષ્યમાં આ બન્ને સ્વભાવનું મિશ્રણ છે. બાહ્ય ફેરફાર અને ઉદ્વેગ તેમજ શાન્તિનું પરમ સ્થાન મનુષ્યના હૃદયમાં જ છે.

સમુદ્રમાં એવાં ઊંડાં શાન્તિનાં સ્થળો આવેલાં હોય છે કે જ્યાંની શાન્તિમાં ભારેમાં ભારે તોફાન કે મોજાંઓ પણ ભંગ પાડી શકે નહિ; તેવી જ રીતે મનુષ્યના અંતઃકરણમાં એવાં ઊંડાં શાન્તિનાં સ્થળો છે કે જ્યાં પાપ અને દુઃખનાં મોજાં પ્રવેશ જ પામી શકતાં નથી. આ શાન્ત સ્થળે પહોંચવું અને તેની અંદર ભાનપૂર્વક રહેવું એ જ શાન્તિનો અનુભવ છે.

જગતમાં કલહકંકાસ ચારે બાજુએ ફેલાયેલો જણાય છે, પણ આ વિશ્વના મધ્યભાગમાં–હૃદયમાં તો સમભાવનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે.

મનુષ્યનો આત્મા પરસ્પર વિરોધી વિકારો અને શોકથી ઘેરાયેલો હોવાથી અનેક પ્રકારનાં દુઃખનો કડવો અનુભવ કરીને છેવટે

નિર્દોષ સ્થિતિરૂપી સમભાવ તરફ અથડાતોકુટાતો પહોંચે છે. પણ આ સમભાવ તરફ આવવું અને તે સ્થિતિમાં અખંડ ટકી રહેવું એ જ પરમ શાન્તિ છે.

દ્વેષ મનુષ્યોનાં હૃદયને જુદાં પાડે છે, લોકોને હેરાન કરવાનાં સાધનોને પુષ્ટિ આપે છે અને પ્રજાઓને નિર્દય લડાઈઓમાં હોમે છે; છતાં અંતે મનુષ્યો આ લડાઈઓનાં ઘાતકી પરિણામોથી ત્રાસ પામી સંપૂર્ણ પ્રેમની છાયા નીચે વસવાને ચાહે છે. અને સંપૂર્ણ પ્રેમમાં અભંગ વિશ્વાસ રાખે છે. આ પ્રેમનો આશ્રય લેવો અને પ્રેમમય જીવન ગાળવું, એ જ પરમ શાન્તિ છે. આ આંતરશાન્તિ, આ મૌન, આ સમભાવ, આ પ્રેમ—આ સર્વ સ્વર્ગનું રાજ્ય છે; પણ ત્યાં પ્રવેશ પામવો એ દુષ્કર છે; કારણ કે થોડા જ મનુષ્યો હુંપણાનો—મમત્વનો—સ્વાર્થનો ત્યાગ કરી નિર્દોષ બાળક જેવા થવાને ઇચ્છા ધરાવે છે. એક સહૃદય કવિએ લખ્યું છે કેઃ—

'સ્વર્ગનો દરવાજો બહુ સાંકડો અને નાનો છે, જગતની ખોટી ભ્રમણાઓથી અંધ બનેલા મૂર્ખ મનુષ્યોથી ક્દાપિ તે જોઈ શકાશે નહિ. ખુલ્લી દૃષ્ટિવાળા જેઓ માર્ગ જોઈ શકે છે અને તેમાં દાખલ થવાને ઇચ્છે છે, તેઓ પણ દરવાજાનાં બારણાં બંધ થયેલાં અને તેનું તાળું સજ્જડ બંધ કરેલું જુએ છે. તેની મોટી ભૂંગળો અભિમાન, ક્રોધ, લોભ અને કામ છે.×

જ્યાં શાન્તિ નથી પણ ઊલટું ભિન્નતા, અશાન્તિ અને મારામારી હોય છે, ત્યાં લોકો 'શાન્તિ! શાન્તિ!' એવી પોકળ બૂમો પાડે છે. જ્યાં સ્વાર્થત્યાગરૂપ ઉચ્ચ જ્ઞાન નથી, ત્યાં શાશ્વત શાન્તિનો ક્દાપિ સંભવ હોઈ શકે નહિ.

× જૈનોના ચાર કષાય–ક્રોધ, માન, માયા અને લોભ એ જ સ્વર્ગમાં જતાં અટકાવનાર મોટાં વિઘ્નો છે.

સામાજિક સુખનાં સાધનોથી, અથવા ક્ષણિક સુખ આપનારી વસ્તુઓના ઉપભોગથી, અથવા સાંસારિક જીતથી મળનારી શાન્તિ એ તો સ્વભાવથી જ ક્ષણભંગુર છે અને ભારે કસોટીના પ્રસંગ-રૂપી તાપથી તે તદ્દન બળીને ખાખ થઈ જાય છે.

કેવળ સ્વર્ગીય શાન્તિ સઘળી કસોટીઓના પ્રસંગે પણ ટકી શકે છે; પણ તેવી શાન્તિ કેવળ નિઃસ્વાર્થ હૃદય જ અનુભવી શકે છે.

**પવિત્રતા એ જ શાશ્વત શાન્તિ છે. આત્મસંયમ તે શાન્તિના માર્ગે લઈ જાય છે અને જ્ઞાનનો વધતો જતો પ્રકાશ યાત્રાળુને તેના માર્ગે દોરવે છે.** જેવો મનુષ્ય સદ્-ગુણી જીવન ગાળવાને પ્રયાસ કરે છે કે તરત જ આ શાન્તિની કાંઈક ઝાંખી તેને થવા માંડે છે, પણ જ્યારે તે હુંપણાને ત્યાગી દે છે અને તેના પરિણામે તદ્દન નિર્દોષ જીવન થાય છે, ત્યારે આ શાન્તિ તેના પૂર્ણ સ્વરૂપમાં અનુભવાય છે.

પ્રિય વાચક! જો તું કદાપિ બુઝાય નહિ તેવો પ્રકાશ, કદાપિ અંત ન આવે તેવો આનંદ અને કદાપિ ભંગ ન પડે તેવી શાન્તિ અનુભવવાને ઇચ્છા રાખતો હો, જો તું તારા પાપને પાછળ મૂકી આગળ વધવા માગતો હો, જો તું આ અનંત જીવનનાં–મુક્તિ-નાં સુખ લેવા ચાહતો હો, તો હું તને ભાર દઈને જણાવું છું કે, તારા આત્મા પર જય મેળવ; તારા દરેક વિચાર, માનસિક ઊભરા અને તૃષ્ણાને તારી અંદર રહેલી દિવ્ય શક્તિને અનુકૂળ બનાવ. શાન્તિ મેળવવાનો આ સિવાય બીજો કોઈ માર્ગ નથી. જો તું તે પ્રમાણે ચાલવાને ના પાડતો હો, તો પછી તું ગમે તેટલી પ્રાર્થના કરે અને ગમે તેટલી ક્રિયાઓ કરે, તો પણ તે સર્વ નિષ્ફળ અને નિરુપયોગી થશે અને દેવો કે દેવદૂતો તને મદદ કરી શકશે નહિ. જે મનુષ્ય પોતાની જાતને વશ કરે છે, તે મનુષ્ય દિવ્ય જ્ઞાનનો અને શાશ્વત આનંદનો અધિકારી બને છે.

બીજા શબ્દોમાં કહીએ તો તે દિવ્યતાનો અનુભવ લેવાને નવો જન્મ ધારણ કરે છે.

પ્રિય વાચક! થોડા સમયને સારુ તું બાહ્ય વસ્તુઓથી, ઇન્દ્રિયોનાં સુખોથી, બુદ્ધિની ચીકણી દલીલોથી, જગતના આશ્ચર્ય ઉત્પન્ન કરનારા પ્રસંગોથી વેગળો ખસી જા અને તારા હૃદયમંદિરના ઊંડામાં ઊંડા દીવાનખાનામાં પ્રવેશ કર. ત્યાં રહેલા દરેક પ્રકારના સ્વાર્થી અને અપવિત્ર વિચારથી મુક્ત થવાથી તું ત્યાં અખંડ મૌન, પવિત્ર શાન્તિ અને આનંદમય સ્થિરતા અનુભવીશ. જો તે પવિત્ર જગ્યામાં તું થોડો જ વખત રહી શકે; તોપણ ત્યાં તું ધ્યાન ધરે તો તારાં નિર્દોષ જ્ઞાનચક્ષુ ઊઘડી જશે અને વસ્તુઓનું ખરું સ્વરૂપ તારા અનુભવમાં આવશે, તત્ત્વને તત્ત્વરૂપે તું ઓળખીશ. તારી અંદર આવેલું આ પવિત્ર સ્થાન તે જ તારો ખરો અને અમર આત્મા છે. તે જ તારી અંદર રહેલો દિવ્ય અંશ છે. જ્યારે આ અમર આત્મા સાથે તું તારું ઐક્ય સાધે ત્યારે જ તું સમ્યગ્ પ્રકારના મનવાળો—સમ્યગ્જ્ઞાની કહી શકાય. તે જ પરમ શાન્તિનું સ્થળ, જ્ઞાનનું મંદિર અને અમરત્વનું નિવાસસ્થાન છે.

આ અંતરના આશ્રમસ્થાન, આ જ્ઞાનના પર્વત સિવાય ખરી શાન્તિ અથવા દિવ્ય જ્ઞાનનો બિલકુલ સંભવ નથી. જો તમે ત્યાં એક મિનિટ, એક કલાક કે એક દિવસ રહી શકો, તોપછી ત્યાં તમે નિરંતર પણ રહી શકો.

તમારાં સઘળાં પાપો અને દુઃખો, તમારી ચિંતાઓ અને ભયો તમારાં પોતાનાં બનાવેલાં છે. તમે તેમને વળગી રહો અથવા તો તમે તેમનો ત્યાગ કરો. તમે તમારી મેળે જ અશાન્તિને વળગી રહો છો. અનંત શાન્તિ પણ તમે તમારી મેળે જ પ્રાપ્ત કરી શકો છો. તમારાં પાપ તમારે વાસ્તે કોઈથી

ત્યાગી શકાય નહિ; તમારે જાતે જ તેને ત્યાગવાં જોઈએ. મોટામાં મોટો ગુરુ પણ જાતે જ સત્યના માર્ગે ચાલે અને સત્યનો ઉપદેશ આપી તમને તે માર્ગ દર્શાવી શકે; પણ તે માર્ગ પર ચાલવાનું કામ તો તમારું જ છે. તમે તમારા પ્રયત્નથી સ્વતંત્રતા અને શાન્તિ મેળવી શકશો. જે શાન્તિને લિપાડતી હોય અને જે આત્માને બાંધનાર હોય તેનો ત્યાગ કરીને શાન્તિમાં તમે જાતે જ પ્રવેશ કરી શકો.

દિવ્ય શાન્તિ અને આનંદના દેવદૂતો તમારી સમીપમાંજ છે. જો તમે તેમને જોઈ ન શકો, સાંભળી ન શકો અથવા તેમની સાથે રહી ન શકો, તો તેનું કારણ એ જ છે કે તમે તમારાં દ્વાર તેમને વાસ્તે બંધ કરો છો અને તમારી અંદર દુષ્ટ સત્વોની દોલત વધારે પસંદ કરો છો. તમે જેવા થવાની ઇચ્છા કરો છો, ચાહો છો અથવા પસંદ કરો છો, તેવા તમે છો અને થાઓ છો. તમે આ નિયમ પ્રમાણે તમારી જાતને શુદ્ધ બનાવવાનો પ્રયત્ન આરંભી શકો અને આમ કરવાથી તમે શાન્તિના માર્ગે દાખલ થઈ શકો. અથવા તો તમારી જાતને શુદ્ધ બનાવવાની ના પાડીને દુઃખમાં સૂર્યા કરો.

વહાલા વાચક! ત્યારે હવે આજુએ આવ! જીવનના ટલહ અને ઉદ્વેગમાંથી જુદો પડી હુંપણાની બળતી આગમાંથી આંતરઆશ્રયસ્થાનમાં પ્રવેશ કર. ત્યાં શાન્તિનો ઠંડો પવન તને શીતળ કરશે, તારામાં નવું જીવન રેડશે અને તને નવું બળ અર્પશે.

પ્રિય પાઠક! પાપ અને ચિંતાના તોફાનથી વેગળો ખસી જા! જ્યારે શાન્તિનું સ્વર્ગ આટલું બધું સમીપ છે, ત્યારે શા સારુ તું ચિંતા કરે છે અથવા ઉદ્વેગ ધરે છે? સ્વાર્થનો ત્યાગ કર, હુંપણાને છોડી દે અને જો, શાન્તિનું રાજ્ય તારા કબજામાં આવી જાય છે કે નહિ! તારી અંદર રહેલી પાશવ વૃત્તિઓને

વશ કર, દરેક સ્વાર્થી તૃષ્ણાને જીતી લે, દરેક કલહ ઉપજાવનાર અવાજને બંધ કર, તારા સ્વભાવની હલકી ધાતુને પ્રેમમય પારસમણિના સ્પર્શથી ઉચ્ચ સ્વભાવમાં ફેરવી નાંખવાને પ્રયત્ન કર, એટલે તું જરૂર અપૂર્વ શાન્તિમય જીવનનો સાક્ષાત્કાર કરી શકીશ.

પ્રિય વાચક! આ પ્રમાણે વશ કરતાં કરતાં, જીતતાં જીતતાં, અને હલકાને ઉચ્ચ સ્વરૂપમાં ફેરવતાં ફેરવતાં, તું માનુષી દેહમાં રહેવા છતાં મર્ત્યપણાના કાળા પાણીને ઓળંગી જઈશ અને એવે કિનારે પહોંચી જઈશ કે જ્યાં દુઃખનાં મોજાં કદાપિ અથડાશે નહિ અને જ્યાં પાપ, શોક તથા અશ્રદ્ધાનો પવન પ્રવેશ પામી શકશે નહિ. ત્યાં ઊભા રહીને પવિત્ર, દયાળુ, આત્મસંતુષ્ટ, પ્રબુદ્ધ અને આનંદમય થઈને તું સુંદર–ભવ્ય અનુભવો કરી શકીશ.

તે વખતે તમને દુઃખ, દિલગીરી અને પાપનો અર્થ શો છે તે સમજાશે અને તે બધાનો અંત જ્ઞાનમાં આવે છે એવો અનુભવ થશે અને તેની સાથે આ જીવનનો હેતુ અને કારણ પણ તમે જાણી શકશો.

આ અનુભવની સાથે તમે શાન્તિમાં પ્રવેશી શકશો; કારણ કે આ અનુભવ એ અમરત્વનો આનંદ છે; આ અખંડ આનંદ છે; આ નિષ્કલંક જ્ઞાન છે, પવિત્ર પ્રેમ છે અને આ જ અને ફક્ત આ જ સંપૂર્ણ શાન્તિનો સાક્ષાત્કાર છે.

**અને આ જ 'સંસારમાં સુખ'નું ધામ છે.**

પ્રાણીમાત્રને તે સુખનું ધામ પ્રાપ્ત થાઓ!



# ઍલ્યુમિનિયમ

## 'ક્રાઉન' માર્કાનાં વાસણો




રસોઈ બનાવવા માટે ઉત્તમ ‹
વજનના હલકાપણાને કારણે તે પ્ર
પસંદગી પામે છે. અત્યારના સંજોગો
તે પસંદગી બહુ ઉપયોગી થઈ પડી
કલાઈની અછત અને મોંઘારતને કા
તબિયતને નુકસાનમાંથી બચાવ
ઍલ્યુમિનિયમની ધાતુનાં વાસં
ઉત્તમ ગનાયાં છે.



અમારાં સાધન, અનુભવ અને યોજ
નાના કારણે ઍલ્યુમિનિયમનાં વાસ
ધાતુની અછતના દિવસોમાં પણ મળે
અને ચાલુ મળ્યા કરશે.

રસોઈ બનાવવાનાં વાસણો ઉપરાં
લશ્કર માટેની જરૂરિયાતો, વૉટરબૉટલ
મેસટીન, દવાનાં કારખાનાં માટે બૉટલો
ઍરોપ્લેન માટે પતરાં અને તેને લગતી
સામગ્રી, મશીનરીના ભાગો વગેરે અને
ઉપયોગી અને જરૂરી વસ્તુઓ અમે
બનાવીએ છીએ.




ઍલ્યુમિનિયમનો ભંગાર અમારી
બધી ઑફિસો ખરીદે છે. ભાવતાલ
તથા સચિત્ર કૅટલોગ માટે અમારી નજી
કની ઑફિસે પૂછો.

## જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

કલકત્તા, મુંબઈ, મદ્રાસ, રાજમહેન્દ્રી, દિલ્હી,
બનારસ, રંગુન, એડન



NC

ધી અમદાવાદ મેન્યુફેક્ચરિંગ એન્ડ કેલિકો પ્રિન્ટિંગ કંપની લિ.—અમદાવાદ